મ૦—હે ગૌતમ! પ્રતિસેવના દશ પ્રકારની કહી છે:

૧. દર્પ–અહંકારથી થતી; ૨. પ્રમાદથી[1] થતી; ૩. અનાભોગ-અજ્ઞાનથી થતી; ૪. આતુરતા એટલે કે ભૂખ-તરસનું વ્યાકુળપણું,–તેને લીધે થતી; ૫. આપત્તિથી[2] થતી, ૬. સંકીર્ણતા–સંકડાશથી થતી; ૭. સહસાકાર – આકસ્મિક[3] ક્રિયાથી થતી, ૮. ભયથી થતી; ૯. પ્રદ્વેષ – ક્રોધાદિ કષાયોથી થતી; અને ૧૦. વિમર્શ – શૈક્ષકાદિની પરીક્ષા કરવાથી થતી.

થયેલા દોષની ગુરુ આગળ નિખાલસ કબૂલાત કરવી જોઈએ. તે આલોચનાના નીચે પ્રમાણે દશ દોષો છે:

૧. ગુરુને પ્રસન્ન કરીશુ તો સહેલું પ્રાયશ્ચિત્ત આપશે એમ માની સેવાદિથી તેમને પ્રસન્ન કરી પછી તેમની પાસે દોષની આલોચના કરવી. ૨. તદ્દન નાનો અપરાધ જણાવવાથી આચાર્ય થોડું પ્રાયશ્ચિત્ત આપશે એમ અનુમાન કરી પોતાના અપરાધનું સ્વતઃ આલોચન કરવુ. ૩. જે અપરાધ આચાર્યાદિકે જોયો હોય તેનુ જ આલોચન કરવુ. ૪. માત્ર મોટા અતિચારોનું જ આલોચન કરવુ. ૫. 'જે સૂક્ષ્મ અતિચારોનું આલોચન કરે, તે સ્થૂલનું કેમ ન કરે', એવો આચાર્યનો વિશ્વાસ ઉત્પન્ન કરવા સૂક્ષ્મ સૂક્ષ્મ અતિચારોનું આલોચન કરવુ. ૬. ઘણી શરમ આવવાને

---

૧. મદ્યપાન, વિષયભોગ, કષાય, નિદ્રા અને વિકથારૂપ.

૨. નિર્દોષ અન્નાદિ ન મળવાં, જંગલ વગેરે સ્થળમાં આવી પડવુ, દુકાળ પડવો, અને રોગીપણુ.

૩. જોવા સિવાય પગ મૂકી પછી જુએ, તો તે પગને પાછો ન વાળી શકે.

લીધે કોઈ ન સાંભળે તેમ આલોચન કરવુ. ૭. બીજાને સંભળાવવા ખૂબ જોરથી બોલીને આલોચન કરવું. ૮. એક જ અતિચારની ઘણા ગુરુઓ આગળ આલોચના કરવી. ૯. વિધિ ન જાણતા (અગીતાર્થ) ગુરુ પાસે આલોચના કરવી. ૧૦. જે દોષનું આલોચન કરવાનું હોય તે દોષ સેવનાર આચાર્ય પાસે તેનું આલોચન કરવુ.

નીચેના દશ ગુણવાળો પોતાના દોષની કબૂલાત કરવાને યોગ્ય છે ૧. ઉત્તમ જાતિવાળો (કારણ કે જાતિવાન પુરુષ પ્રાય અકૃત્ય કરે જ નહી, અને કર્યું હોય તેની ભલે પ્રકારે આલોચના કરે.) ૨. ઉત્તમ કુળવાળો (અંગીકૃત પ્રાયશ્ચિત્ત બરાબર કરે તે માટે.) ૩. વિનયવાન. ૪. જ્ઞાનવાન (કૃત્યાકૃત્ય વિભાગને જાણે તે માટે.) ૫. દર્શનસંપન્ન (પ્રાયશ્ચિત્તથી થતી શુદ્ધિમાં શ્રદ્ધાવાળો.) ૬. ચારિત્રસંપન્ન. ૭. ક્ષમાવાળો (ગુરુનો ઠપકો સહન કરે માટે.) ૮. દાન્ત (ઇન્દ્રિયોને વશ રાખવાની ટેવવાળો.) ૯. અમાયી (કપટરહિત.) ૧૦. અપશ્ચાત્તાપી (આલોચના લીધા પછી પસ્તાવો ન કરનારો.)

નીચેના આઠ ગુણો વાળો સાધુ આલોચના આપવાને યોગ્ય છે: ૧. આચારવાન (જ્ઞાનાદિ આચારવાળો). ૨. આધારવાન (જણાવેલ અતિચારોને મનમાં ધારણ કરનારો). ૩. વ્યવહારવાન (આગમ શ્રુતાદિ પાંચ પ્રકારના વ્યવહારવાળો)[1]. ૪. અપવ્રીડક (શિષ્યની શરમ દૂર કરાવનાર). ૫. પ્રકુર્વક પ્રાયશ્ચિત્ત આપીને અતિચારોની શુદ્ધિ કરાવવાને સમર્થ).

૧. જુઓ આ પછીનું પ્રકરણ ૧૪ મું.

૬. અપરિસ્રાવી (જણાવેલ અતિચારોને બીજાને નહિ સંભળાવનાર). ૭. નિર્યાપક (અસમર્થ શિષ્યને ધીમે ધીમે આપેલું પ્રાયશ્ચિત્ત પાર કરાવનાર) ૮. અપાયદર્શી (આલોચના નહિ લેવામાં પરલોકનો ભય દેખાડનાર).

સાધુની 'સમાચારી'— સમ્યક્આચાર દશપ્રકારે કહેલ છે: ૧. ઇચ્છાકાર — એટલે કે અન્ય સાધુને કોઈ કાર્ય માટે વિનંતિ કરવાની હોય અને તે કબૂલ કરે તો બંનેએ ઇચ્છાકાર કહેવો તે. (એટલે કે તમારી મરજી હોય તો કરો, તથા તમારી મરજી હોય તો કરું, એમ કહેવુ, તે.) ૨. મિથ્યાકાર — પોતાનાથી વિપરીત આચરણ થઈ જાય, તો 'એ દુષ્કૃત મિથ્યા થાઓ' એમ સમજી મિથ્યાકાર કહેવો તે. ૩. તથાકાર — ગુરુએ આપેલા ઉત્તરને 'તમે કહેલું બરાબર છે' એમ કહેવુ તે. ૪. આવશ્યિકા — અપાસરામાંથી બહાર આવશ્યક કાર્ય નિમિત્તે જ જવુ તે. ૫. બહારથી પાછા અપાસરામાં પ્રવેશ કરતા (કુપ્રવૃત્તિઓનો નિષેધ કરતાં) 'નૈષેધિકી' કહેવુ તે. ૬. આપૃચ્છના — અભીષ્ટ કાર્યમાં પ્રવૃત્તિ કરતાં પહેલાં ગુરુને પૂછવુ તે. ૭. પ્રતિપૃચ્છના - ગુરુએ પૂર્વે નિષિદ્ધ કરેલ કાર્યમા પ્રયોજનવશાત્ પ્રવૃત્તિ કરવી પડે, તો ફરી પૂછવુ તે. ૮. છંદના — પોતે આણેલાં અન્નપાનાદિમાં બાકીના સાધુઓને આમંત્રણ કરવુ તે. ૯. નિમંત્રણા — આહાર લાવવા માટે સાધુઓને નિમંત્રણ કરવું, કે 'તમારે માટે આહારાદિ લાવું?'–તે. ૧૦. ઉપસંપદ્ — જ્ઞાનાદિ નિમિત્તે સ્વગચ્છાદિનો ત્યાગ કરી, વિશિષ્ટ શાસ્ત્રજ્ઞાન યુક્ત ગુરુનો આશ્રય કરવો તે.

* સરખાવો ઉત્તરાધ્યયન અ. ૨૬, ૧–૭ ત્યાં નિમંત્રણાને બદલે મિથ્યાકાર છે.

પ્રાયશ્ચિત્તના ૧૦ પ્રકાર છે: ૧. 'આલોચના'—એટલે કે માત્ર 'આલોચના' કરવાથી શુદ્ધ થવાય તેવું. ૨. 'પ્રતિક્રમણ'—એટલે કે, 'ફરી નહીં કરું' એમ કહેવામાત્રથી શુદ્ધ થવાય તેવુ. ૩. 'મિશ્ર'—આલોચના અને પ્રતિક્રમણથી શુદ્ધ થવાય તેવુ. ૪. 'વિવેક'—ભૂલથી સદોષ આહારાદિ આવી ગયાં હોય તો માત્ર તેના વિવેક એટલે કે ત્યાગથી શુદ્ધ થવાય તેવું. ૫. 'વ્યુત્સર્ગ'—એટલે કે કાયચેષ્ટાનો રોધ કરી ધ્યાન કરવાથી શુદ્ધ થવાય તેવુ. ૬. 'તપ'—એટલે કે ઉપવાસ વગેરે તપથી શુદ્ધ થવાય તેવુ. ૭. 'છેદ'—એટલે કે, દોષ પ્રમાણે દિવસ, પક્ષ, માસ કે વર્ષની પ્રવ્રજ્યા ઘટાડવાથી શુદ્ધ થવાય તેવુ. ૮. 'મૂલ'—એટલે કે, સર્વ વ્રતપર્યાયનો છેદ કરી ફરી 'મૂલ' મહાવ્રત લેવાથી શુદ્ધ થવાય તેવુ. ૯. 'અનવસ્થાપ્ય'—એટલે કે અમુક પ્રકારનુ વિશિષ્ટ તપ[1] ન કરે, ત્યાં સુધી મહાવ્રત કે વેશમા સ્થાપી ન શકાય તેવુ. અને ૧૦. 'પારાંચિતક'—એટલે સાધ્વી, રાજરાણી ઇત્યાદિના શીલભંગરૂપ મહાદોષ કરનારા આચાર્યને જ વેશ અને ક્ષેત્રનો ત્યાગ કરી છ માસથી તે બાર વર્ષ સુધી કરવુ પડતુ પ્રાયશ્ચિત્ત.[2]

તપના બે પ્રકાર છે: બાહ્ય અને આભ્યન્તર.

---

૧. બેસવા ઊઠવાને પણ અશક્ત થઈ જાય ત્યાં સુધીનું.

૨ ઉપાધ્યાયને નવમા પ્રાયશ્ચિત્ત સુધી હોય છે અને સામાન્ય સાધુને આઠમા સુધી હોય છે. જ્યા સુધી ચૌદ પૂર્વ-ગ્રંથોના જાણકાર અને પ્રથમ પ્રકારના શારીરિક બાંધાવાળાઓ હોય છે, ત્યા સુધી દશે પ્રાયશ્ચિત્ત હોય છે.

બાહ્ય તપના છ પ્રકાર છે: (૧) અનશન – આહાર ત્યાગ; (૨) ઊનોદરી – કંઈક ઓછો આહાર લેવો તે, (૩) ભિક્ષાચર્યા; (૪) રસત્યાગ; (૫) કાયક્લેશ – શરીરને કષ્ટ આપવું તે, અને (૬) પ્રતિસંલીનતા – એટલે કે ઇંદ્રિયકષાયાદિનો નિગ્રહ.

૧. તેમાં અનશનના બે પ્રકાર છે: (અ) ઇત્વરિક – એટલે કે અમુક કાળ સુધી આહારત્યાગ; અને (આ) યાવત્કથિક – એટલે કે જીવનપર્યંત આહારત્યાગ.

(અ) ઇત્વરિક અનશન, ચતુર્થભક્ત * – એક ઉપવાસ, ષષ્ઠભક્ત – બે ઉપવાસ, અષ્ટમભક્ત – ત્રણ ઉપવાસ, દશમભક્ત – ચાર ઉપવાસ, દ્વાદશભક્ત – પાંચ ઉપવાસ, ચતુર્દશભક્ત – છ ઉપવાસ, પક્ષના ઉપવાસ, માસના ઉપવાસ બેમાસના – એમ છ માસના ઉપવાસ સુધી અનેક પ્રકારનું છે.

(આ) યાવત્કથિકના બે પ્રકાર છે. પાદપોપગમન અને ભક્તપ્રત્યાખ્યાન. પાદપોપગમન, જેમાં સર્વ ચેષ્ટાનો કે અન્યની સેવાનો ત્યાગ કરી નિશ્ચેષ્ટ પડી રહેવાનું હોય છે, તેના બે પ્રકાર છે: જેમાં મૃતશરીર ઉપાસરાદિમાંથી બહાર કાઢવાનું હોય તે 'નિર્હારિમ,' અને જેમાં બહાર કાઢવાનું ન હોય – એટલે એવે સ્થળે જ જંગલ વગેરેમાં દેહત્યાગ કર્યો હોય, તે 'અનિર્હારિમ.'

* ચતુર્થભક્તનો અર્થ એક ઉપવાસ છે; પરંતુ તેમાં ઉપવાસના દિવસની બે ટંકો ઉપરાંત એક આગલા દિવસની અને એક પછીના દિવસની એમ કુલ ચાર ટંક છોડવાની હોય છે. તેવું પછીના દરેક સ્થાને પણ સમજવું.

૨ ઊનોદરિકાના બે પ્રકાર છે. (અ) દ્રવ્યઊનોદરિકા, અને (આ) ભાવઊનોદરિકા.

(અ) તેમાં દ્રવ્યઊનોદરિકા બે પ્રકારની છે: ઉપકરણ-દ્રવ્યઊનોદરિકા અને ભક્તપાનદ્રવ્યઊનોદરિકા.

તેમાં ઉપકરણદ્રવ્યઊનોદરિકાના ત્રણ પ્રકાર છે: એક વસ્ત્ર. એક પાત્ર અને સાધુઓએ ત્યાગ કરેલાં (વસ્ત્ર પાત્ર સિવાયનાં) ઉપકરણોનો ઉપભોગ કરવો તે.

ભક્તપાનદ્રવ્યઊનોદરિકાના પ્રકાર પા. ૯૯ ઉપર જણાવેલા અલ્પાહારીથી પ્રકામરસભોજી સુધીના પ્રકારો મુજબ જાણવા.

(આ) ભાવઊનોદરિકા અનેક પ્રકારની છે: જેમકે ક્રોધ ઓછો કરવો, લોભ ઓછો કરવો, અલ્પ બોલવું, ધીમે બોલવું, વૃથા પ્રલાપ ન કરવો ઇત્યાદિ

૩. ભિક્ષાચર્યા તેને લગતા વિવિધ નિયમો મુજબ અનેક પ્રકારની છે. તે નિયમો જેવા કે, ભિક્ષામાં અમુક ચીજોને જ ગ્રહણ કરવી; કે અમુક ક્ષેત્રમાંથી જ ભિક્ષા લેવી, વગેરે.[1]

૪. રસપરિત્યાગ એટલે કે ઘૃતાદિ વિકારક પદાર્થોનો ત્યાગ કરવો, સ્નિગ્ધ રસવાળું ભોજન ન કરવું, લૂખો આહાર કરવો વગેરે.

૫. કાયક્લેશ એટલે કે શરીરચેષ્ટાનો ત્યાગ કરી ઊભા રહેવું, વિવિધ આસનોએ બેસવુ વગેરે.[2]

---

૧. જુઓ ઔપપાતિકસૂત્ર પૃ. ૩૮, ૨

૨. જુઓ ઔપપાતિકસૂત્ર પૃ. ૩૯, ૨.

૬. પ્રતિસંલીનતા ચાર પ્રકારની છે: (૧) ઇંદ્રિયોનો[1] નિગ્રહ કરવો, (૨) કષાયોનો[2] નિગ્રહ કરવો; (૩) મન–વાણી–કાયાના[3] વ્યાપારોનો નિગ્રહ કરવો; અને (૪) સ્ત્રી પશુ અને નપુંસક સિવાયની વસતમાં નિર્દોષ શયનાદિ ઉપકરણોનો સ્વીકાર કરી રહેવું.

આભ્યંતર તપ છ પ્રકારનું છે: (૧) પ્રાયશ્ચિત્ત (૨) વિનય (૩) વૈયાવૃત્ત્ય (૪) સ્વાધ્યાય (૫) ધ્યાન અને (૬) વ્યુત્સર્ગ.

(૧) પ્રાયશ્ચિત્તના ૧૦ પ્રકાર આગળ (પા. ૧૪૫ ઉપર) આવી ગયા છે.

(૨) વિનયના સાત પ્રકાર છે: જ્ઞાનનો, દર્શનનો, ચારિત્રનો, મનનો, વચનનો, કાયનો અને લોકોપચારનો.

તેમાં જ્ઞાનનો વિનય, જ્ઞાનના પાંચ પ્રકાર મુજબ પાંચ પ્રકારનો છે.

દર્શનનો વિનય બે પ્રકારનો છે: શુશ્રૂષાવિનય અને અનાશાતનાવિનય. શુશ્રૂષાવિનય, સત્કાર કરવો, સન્માન કરવું વગેરે અનેક પ્રકારનો છે. અનાશાતના વિનયના ૪૫ ભેદ છે: અરિહંતોની, અરિહંતોએ કહેલા ધર્મની, આચાર્યોની ઉપાધ્યાયોની, સ્થવિરોની, કુળની, ગણની, સંઘની[4], ક્રિયાની.

---

૧. શ્રોત્રાદિ પાંચ.

૨. ક્રોધ, માન, માયા, લોભ.

૩ સારી રીતે, સમાધિપૂર્વક શાંત થઈ, હાથપગ સંકોચી કાચબાની પેઠે ગુપ્તેન્દ્રિય થઈ આલીન અને પ્રલીન – સ્થિર રહેવું તે.

૪. આ બધાના શબ્દાર્થ માટે જુઓ પા. ૧૫૦ – વૈયાવૃત્ત્ય.

સમાનધાર્મિકની. મતિજ્ઞાનથી[1] માંડીને કેવળજ્ઞાન સુધીનાં પાંચ જ્ઞાનોની, તથા ઉપર જણાવેલ ૧૫ની ભક્તિ તેમ જ બહુમાન તથા એ જ પંદરનું ગુણોત્કીર્તન.

ચારિત્રવિનય સામાયિકથી માંડીને યથાખ્યાત સુધીનાં પાંચ ચારિત્રોના પ્રકાર[2] મુજબ પાચ પ્રકારનો છે.

મનનો વિનય બે પ્રકારનો છે: પ્રશસ્ત મનવિનય, અને અપ્રશસ્ત મનવિનય.

પાપરહિત, ક્રોધાદિરહિત, કાયિકી આદિ ક્રિયામાં આસક્તિરહિત, શોકાદિ ઉપક્લેશરહિત, આસ્રવરહિત, સ્વપરને આયાસ ન કરનાર અને જીવોને ભય ઉત્પન્ન ન કરનાર, એમ સાત પ્રકારના મનરૂપ પ્રશસ્ત મનવિનય સાત પ્રકારનો છે. તેનાથી ઊલટા સાત પ્રકારના મનરૂપ અપ્રશસ્ત મનવિનય પણ સાત પ્રકારનો છે.

વચનવિનયના બે પ્રકાર છે: પ્રશસ્ત વચનવિનય, અને અપ્રશસ્ત વચનવિનય. તેમના સાત સાત પ્રકાર પણ મનવિનય મુજબ જાણવા.

કાયવિનયના બે પ્રકાર છે: પ્રશસ્ત કાયવિનય, અને અપ્રશસ્ત કાયવિનય. પ્રશસ્ત કાયવિનય સાત પ્રકારનો છે: સાવધાનતાપૂર્વક જવું, સ્થિતિ કરવી, બેસવું, આળોટવું, ઉલ્લંઘન કરવું, વધારે ઉલ્લંઘન કરવું, અને બધી ઇંદ્રિયોની

---

૧ જુઓ આગળ પા ૨૭, ટિ૦ નં. ૩.

૨. જુઓ આગળ પા. ૫૯ તથા ૭૦.

પ્રવૃત્તિ કરવી. તેનાથી ઊલટા એવા સાત અપ્રશસ્ત કાય-વિનય છે.

લોકોપચારવિનયના સાત પ્રકાર છે: ગુરુ વગેરે વડીલવર્ગની પાસે રહેવું, તેમની ઇચ્છા પ્રમાણે વર્તવું. કાર્યની સિદ્ધિ માટે હેતુઓની સવડ કરી આપવી, કરેલા ઉપકારનો બદલો દેવો, રોગીઓની સંભાળ રાખવી, અવસરોચિત પ્રવૃત્તિ કરવી, અને સર્વે કાર્યોમાં અનુકૂળપણે વર્તવું.

૩. વૈયાવૃત્ત્ય (સેવા)ના દશ પ્રકાર છે. (વ્રત અને આચાર ગ્રહણ કરાવનાર) આચાર્યનું. (અધ્યાપક) ઉપાધ્યાયનું, (વૃદ્ધ અને વડીલ એવા) સ્થવિરનું, તપસ્વીનું. રોગીનું, (નવા પ્રાથમિક શિષ્ય) શૈક્ષનું. (એક આચાર્યના શિષ્યોના પરિવારરૂપ) કુલનું, (સાથે અધ્યયન કરતા સાધુઓના સમૂહરૂપ) ગણનું, સંઘનુ, અને સાધર્મિકનુ.

૪. સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે: વાચના (અધ્યયન). પૃચ્છના, પુનરાવર્તન, ચિંતન અને ધર્મકથા.

૫. ધ્યાનના ચાર પ્રકાર છે: આર્ત. રૌદ્ર, ધર્મ અને શુક્લ.

આર્તધ્યાનના ચાર પ્રકાર છે: અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતાં તેના વિયોગનું ચિંતન કરવું, ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતાં તેના અવિયોગનું ચિંતન કરવું, રોગાદિ કષ્ટ પ્રાપ્ત થતાં તેના વિયોગનું ચિંતન કરવું, અને પ્રીતિ ઉત્પન્ન કરનાર કામ-ભોગાદિકની પ્રાપ્તિ થતાં તેના અવિયોગનું ચિંતન કરવું. આર્તધ્યાનનાં ચાર લક્ષણ છે: આક્રંદન. દીનતા, આંસુ પાડવાં, અને વારેવારે ક્લેશયુક્ત બોલવું.

રૌદ્રધ્યાનના ચાર પ્રકાર છે: હિંસા સંબંધી નિરંતર ચિંતન, અસત્ય સંબંધી નિરંતર ચિંતન, ચૌર્ય સબધી નિરંતર ચિંતન, અને ધન વગેરેના સંરક્ષણ સંબંધે નિરતર ચિંતન. રૌદ્રધ્યાનનાં ચાર લક્ષણ છે: હિંસા વગેરેથી નહિ અટકવારૂપ દોષો, હિંસા વગેરેમાં પ્રવૃત્તિ કરવારૂપ દોષો, હિંસાદિ અધર્મમાં ધર્મબુદ્ધિથી પ્રવૃત્તિ કરવારૂપ દોષો, અને મરણપર્યંત પાપનો પશ્ચાત્તાપ ન કરવારૂપ દોષો.

ધર્મધ્યાનના ચાર પ્રકાર છે: આજ્ઞાવિચય – જેમાં જિનશાસ્ત્રનો નિર્ણય છે એવુ ચિંતન, અપાયવિચય – રાગ-દ્વેષાદિજન્ય અનર્થો સંબંધે ચિંતન, વિપાકવિચય – કર્મનાં ફળ સંબંધે ચિંતન, અને સંસ્થાનવિચય – લોક-દ્વીપ-સમુદ્રાદિના આકાર સંબંધે ચિંતન. ધર્મધ્યાનના ચાર લક્ષણ છે: આજ્ઞારુચિ – જિનોપદેશમા રુચિ; નિસર્ગરુચિ – સ્વભાવથી તત્ત્વમાં રુચિ; સૂત્રરુચિ – શાસ્ત્રાભ્યાસથી તત્ત્વરુચિ; અને અવગાઢરુચિ – દ્વાદશ અંગગ્રંથોના સવિસ્તર અવગાહનથી રુચિ. ધર્મધ્યાનનાં ચાર આલંબન છે: વાચના (અધ્યયન), પ્રતિપૃચ્છના, પરિવર્તન (પુનરાવર્તન) અને ધર્મકથા. ધર્મધ્યાનની ચાર ભાવનાઓ છે: એકત્વભાવના, અનિત્યભાવના, અશરણભાવના અને સંસારભાવના.*

શુક્લધ્યાનના ચાર પ્રકાર છે: (અ) પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર — એટલે કે જેમાં, 'વિતર્ક' અર્થાત્ પૂર્વગ્રંથો અનુસાર

---

* એમના વિસ્તાર માટે જુઓ આ માળાનું 'યોગશાસ્ત્ર' પા. ૯૨.

કોઈ એક દ્રવ્યનું અવલંબન લઈ, ધ્યાન કરવામાં આવે, તથા તે દરમ્યાન તે દ્રવ્યના કોઈ એક પરિણામ ઉપર સ્થિર ન રહેતાં. તેનાં વિવિધ પરિણામો ('પૃથક્ત્વ') ચિત્તમાં લાવ્યા કરે, તથા કોઈવાર દ્રવ્ય ઉપરથી પરિણામ ઉપર, કે પરિણામ ઉપરથી દ્રવ્ય ઉપર આવે; દ્રવ્ય ઉપરથી તેના વાચક શબ્દ ઉપર, કે શબ્દ ઉપરથી દ્રવ્ય ઉપર આવે, તેમ જ મન-વાણી-કાયા એ ત્રણના વ્યાપારોમાં કોઈ એક ઉપર સ્થિર રહેવાને બદલે વારંવાર સંક્રમણ કર્યાં કરે ('સવિચાર'), તે.

(આ) એકત્વ-વિતર્ક-અવિચાર — એટલે કે જેમા દ્રવ્યના કોઈ એક પરિણામ ઉપર જ નિશ્ચલ થવામાં આવે છે, તથા શબ્દ અર્થના ચિંતનનું કે, મન-વાણી-કાયાના વ્યાપારોનું કશું પરિવર્તન કરવામાં નથી આવતું.

(ઇ) સૂક્ષ્મક્રિયા-અનિવૃત્તિ — એટલે કે જેમાં મન અને વચનના વ્યાપારોનો સર્વથા રોધ કરવાથી અને કાયવ્યાપારોમાંના સ્થૂલ કાયવ્યાપારોનો રોધ કરેલો હોઈ, જેમાંથી પાછું પડાતું નથી.

(ઈ) સમુચ્છિન્નક્રિય-અનિવૃત્તિ — એટલે કે જેમાં સ્થૂલસૂક્ષ્મ બધા વ્યાપારોનો સર્વથા નિરોધ કરેલો હોઈ. કાયિકી આદિ ક્રિયાઓનો સર્વથા ઉચ્છેદ થયો હોય છે તે. શુક્લધ્યાનના ચાર લક્ષણો છે: ક્ષમા, નિઃસ્પૃહતા, આર્જવ – સરલતા, અને માર્દવ – માનત્યાગ. શુક્લધ્યાનનાં ચાર આલંબન છે: અવ્યથા – ભયનો અભાવ, અસંમોહ, વિવેક – શરીર આત્માની ભિન્નતા, અને વ્યુત્સર્ગ – અસંગપણું (ત્યાગ). શુક્લધ્યાનની ચાર ભાવનાઓ છે: સંસારના અનંતવૃત્તિપણા

વિષે વિચાર; પ્રત્યેક ક્ષણે વસ્તુઓમાં થતા વિપરિણામ વિષે વિચાર; સંસારના અશુભપણા સબંધે ચિંતન અને હિંસાદિજન્ય અનર્થોનો વિચાર

(૬) વ્યુત્સર્ગ (અસંગપણું–ત્યાગ) ના બે પ્રકાર છે: દ્રવ્યવ્યુત્સર્ગ, અને ભાવવ્યુત્સર્ગ. તેમાં દ્રવ્યવ્યુત્સર્ગના ચાર પ્રકાર છે: ગણવ્યુત્સર્ગ, શરીરવ્યુત્સર્ગ, ઉપધિ-(સાધનસામગ્રીનો) વ્યુત્સર્ગ અને આહારપાણીનો વ્યુત્સર્ગ.

ભાવવ્યુત્સર્ગના ત્રણ પ્રકાર છે: કષાયવ્યુત્સર્ગ, સંસાર-વ્યુત્સર્ગ અને કર્મવ્યુત્સર્ગ. કષાયવ્યુત્સર્ગના ચાર પ્રકાર છે: ક્રોધ, માન, માયા અને લોભનો એ પ્રમાણે. સંસારવ્યુત્સર્ગના ચાર પ્રકાર છે નૈરયિક તિર્યંચ. મનુષ્ય અને દેવના સસારનો વ્યુત્સર્ગ. કર્મવ્યુત્સર્ગના પણ જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ મુજબ આઠ પ્રકાર છે

—શતક ૨૫, ઉદ્દે૦ ૭

૨

જો ભિક્ષુ કોઈ એક અકૃત્યસ્થાનને સેવીને ને અકૃત્ય-સ્થાનનુ આલોચન તથા પ્રતિક્રમણ કર્યાં વિના મરણ પામે, તો તેને આરાધના[1] થતી નથી; પરંતુ તે અકૃત્યસ્થાનનુ આલોચન અને પ્રતિક્રમણ કરીને મરણ પામે, નો તેને આરાધના થાય છે. વળી કદાચ કોઈ ભિક્ષુએ અકૃત્યસ્થાનનું પ્રતિસેવન કર્યું હોય, પછી તેના મનમાં વિચાર થાય કે, 'હું મારા અંતકાળને સમયે તે અકૃત્યસ્થાનનું આલોચન

---

૧. જુઓ પા. ૩૨, નોંધ ૧.

કરીશ, તથા તપરૂપ પ્રાયશ્ચિત્તનો સ્વીકાર કરીશ'; પરંતુ ત્યાર પછી તે ભિક્ષુ તે અકૃત્યસ્થાનનું આલોચન કે પ્રતિક્રમણ કર્યાં વિના મરણ પામે, તો તેને આરાધના થતી નથી; અને જો તે ભિક્ષુ આલોચન અને પ્રતિક્રમણ કરીને મરણ પામે, તો તેને આરાધના થાય છે. વળી કોઈ ભિક્ષુ કોઈ અકૃત્યસ્થાનનું પ્રતિસેવન કરી, મનમાં એમ વિચારે કે, 'શ્રમણોપાસકો પણ મરણ પામી કોઈ દેવલોકમાં જ દેવપણે ઉત્પન્ન થાય છે, તો શું હું નહીં થાઉં?', તથા એમ વિચારી આલોચનાદિ કર્યા વિના જ તે મરણ પામે, તો તેને આરાધના થતી નથી.

—શતક ૧૦, ઉદ્દે૦ ૨

## ૧૪

# કેટલીક વ્યાખ્યાઓ

### વ્યવહાર

વ્યવહાર એટલે મુમુક્ષુની પ્રવૃત્તિ. તેનુ કારણુ જે જ્ઞાન તે પણુ વ્યવહાર કહેવાય છે.

ગૌતમ—હે ભગવન્! વ્યવહાર કેટલા પ્રકારનો છે?

મ૦—હે ગૌતમ! વ્યવહાર પાંચ પ્રકારનો છે:

૧. આગમવ્યવહાર; ૨. શ્રુતવ્યવહાર, ૩. આજ્ઞાવ્યવહાર; ૪. ધારણાવ્યવહાર, અને ૫. જીતવ્યવહાર તે પાંચ પ્રકારના વ્યવહારમાં જેની પાસે જે પ્રકારે આગમ[1] હોય, તે પ્રકારે તેણે આગમથી વ્યવહાર ચલાવવો. જો આગમ ન હોય તો તેની પાસે જે શ્રુત[2] હોય તે શ્રુત વડે વ્યવહાર ચલાવવો.

---

૧ કેવલજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, અવધિજ્ઞાન, ૧૪ પૂર્વગ્રંથ, દશ પૂર્વગ્રંથ અને નવ પૂર્વગ્રંથ—આ જ્ઞાનો આગમ કહેવાય છે

૨. આચારકલ્પ વગેરે (ગ્રંથો) શ્રુત કહેવાય

શ્રુત ન હોય, તો તેની પાસે જે પ્રકારે આજ્ઞા[1] હોય તે પ્રકારે તેણે વ્યવહાર ચલાવવો. આજ્ઞા ન હોય તો જે પ્રકારે ધારણા[2] (એટલે કે કોઈ જ્ઞાનીએ કરેલું પોતે યાદ રાખ્યું) હોય તે પ્રકારે વ્યવહાર ચલાવવો અને ધારણા ન હોય તો જીત (એટલે પરંપરાથી ચાલ્યા આવેલા વ્યવહાર) પ્રમાણે[3] વ્યવહાર ચલાવવો.

આ પાંચ પ્રકારના વ્યવહારને જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં ઉચિત હોય, ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં (અનિશ્રોપશ્રિત રીતે) રાગદ્વેષના ત્યાગપૂર્વક સારી રીતે વ્યવહરતો શ્રમણનિર્ગ્રંથ આજ્ઞાનો આરાધક થાય છે.

—શતક ૮, ઉદ્દે૦ ૮

## ૨

### ઉન્માદ

ઉન્માદ એટલે સ્પષ્ટ ચેતનાનો (વિવેકજ્ઞાનનો) ભ્રંશ.

ગૌ૦—હે ભગવન્! ઉન્માદ કેટલા પ્રકારનો છે?

મ૦—હે ગૌતમ! બે પ્રકારનો ઉન્માદ કહ્યો છે. ૧. યક્ષના આવેશરૂપ—એટલે કે કોઈ દેવનો શરીરમાં પ્રવેશ

---

૧. દૂર દેશમા રહેલ વિદ્વાન પાસેથી મળેલી આજ્ઞા; અગીતાર્થ પણ સ્મૃતિશક્તિયુક્ત શિષ્ય દ્વારા.

૨. કોઈ ગીતાર્થ (જાણકાર) પુરુષે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, અને ભાવનો વિચાર કરી જે દોષની જે રીતે શુદ્ધિ કરી હોય, તે યાદ રાખી તે મુજબ પ્રાયશ્ચિત્તાદિ આપવું તે.

૩. દ્રવ્ય ક્ષેત્રાદિની અપેક્ષાએ શરીરબલ આદિની હાનિનો વિચાર કરીને.

થવાથી ચેતનાનો ભ્રંશ થવો તે. અને ૨. મોહનીયકર્મના ઉદયથી થયેલો—એટલે કે અતત્ત્વને તત્ત્વ માનવારૂપ અને તત્ત્વને અતત્ત્વ માનવારૂપ; તથા વિષયાદિનુ સ્વરૂપ જાણવા છતાં અજ્ઞાનીની પેઠે તેમાં ને તેમાં પ્રવૃત્ત થવારૂપ; તથા કામાવેશથી હિતાહિતનુ ભાન ભૂલી જવારૂપ.

—શતક ૧૪, ઉદ્દે૰ ૨

## ૩

### પ્રત્યનીક

પ્રત્યનીક એટલે વિરોધી અથવા દ્વેષી. રાજગૃહ નગરનો પ્રસગ છે.

ગૌ૰—હે ભગવન્! ગુરુઓની અપેક્ષાએ કેટલા પ્રત્યનીક છે?

મ૰—હે ગૌતમ! ત્રણ પ્રત્યનીકો કહ્યા છે. તે આ પ્રમાણે: આચાર્ય પ્રત્યનીક, ઉપાધ્યાય પ્રત્યનીક અને સ્થવિર[1]પ્રત્યનીક.

ગૌ૰—હે ભગવન્! ગતિની અપેક્ષાએ કેટલા પ્રત્યનીકો કહ્યા છે?

મ૰—હે ગૌતમ! ત્રણ પ્રત્યનીકો કહ્યા છે. તે આ પ્રમાણે: ઇંદ્રિયાદિકથી પ્રતિકૂલ અજ્ઞાન કષાયાચરણ કરનાર 'ઇહલોક-પ્રત્યનીક,' ઇંદ્રિયના વિષયમાં તત્પર રહેનાર 'પરલોક-પ્રત્યનીક; અને ચૌર્યાદિક વડે ઇંદ્રિયોના વિષયોમાં તત્પર રહેનાર તે 'ઉભયલોક-પ્રત્યનીક.'

—શતક ૮, ઉદ્દે૰ ૮

---

૧. ઉંમર, વિદ્યા, અથવા દીક્ષાનો કાળ એ બાબતોમાં જે સાધુ મોટા હોય તે.

## ૪

### ભાષા

ગૌ૦—હે ભગવન્! ભાષા ૧૨ પ્રકારની છે: ૧. સંબોધન કરવાપૂર્વક બોલાતી 'આમન્ત્રણી;' ૨. આજ્ઞાપૂર્વક બોલાતી 'આજ્ઞાપની', ૩. યાચના કરવારૂપ 'યાચની,' ૪. પ્રશ્ન કરવારૂપ 'પ્રચ્છની,' ૫. ઉપદેશ આપવારૂપ 'પ્રજ્ઞાપની,' ૬. નિષેધ કરવારૂપ 'પ્રત્યાખ્યાની,' ૭ ઇચ્છાને અનુકૂલ એવી 'ઇચ્છાનુલોમા,' ૮. અર્થના નિશ્ચય સિવાય બોલાતી 'અનભિગૃહિતા[1].' ૯. અર્થના નિશ્ચયપૂર્વક બોલાતી 'અભિગૃહિતા[2];' ૧૦. અર્થનો સંશય કરાવનારી સંશય-કરણી[3],' ૧૧. લોકપ્રસિદ્ધ શબ્દાર્થવાળી 'વ્યાકૃતા;' અને ૧૨. ગંભીર શબ્દાર્થવાળી 'અવ્યાકૃતા.'[4] હવે, 'અમે આશ્રય કરીશું,' 'શયન કરીશું,' 'ઊભા રહીશું,' 'બેસીશું,' 'આળોટીશું' ઇત્યાદિ ભાષા 'પ્રજ્ઞાપની' કહેવાય? અસત્ય ન કહેવાય?

મ૦—હે ગૌતમ! તે ભાષા પ્રજ્ઞાપની કહેવાય, પણ મૃષા ન કહેવાય.

નોંધ: પ્રશ્નકર્તાનો અભિપ્રાય એ છે કે, 'આશ્રય કરીશું' વગેરે ભાષા ભવિષ્યકાળને લગતી છે, એટલે વચ્ચે અંતરાય આવતાં તેમ કરવાનું ન પણ બને, એટલે જૂઠી પણ

૧. જેમકે, 'તને ઠીક લાગે તેમ કર.'

૨. જેમકે, 'આ પ્રમાણે કર.'

૩. જેમકે 'સૈન્ધવ લાવ' એમાં સૈંધવ શબ્દ પુરુષ, મીઠું અને ઘોડો એ ત્રણ અર્થનો સંશય ઉત્પન્ન કરે છે.

૪. જુઓ પ્રજ્ઞાપના સૂત્ર પ. ૨૫૬,૧, પં. ૯.

પડે. વળી આમંત્રણી વગેરે ભાષાઓ વિધિ કે નિષેધ વડે સત્ય ભાષાની પેઠે વસ્તુમાં નિયત નથી; તો તેમને શું કહેવી? જવાબમાં કહ્યું છે કે, ભવિષ્યકાળમાં જે વસ્તુ કરવાની કહી હોય, તે વર્તમાનકાળની દૃષ્ટિએ કશું નિશ્ચિત નથી કહેતી, ઉપરાંત આમંત્રણી વગેરે ભાષા કશાનો વિધિપ્રતિષેધ નથી કરતી, પરંતુ તે પણ નિર્દોષ પુરુષાર્થની સાધક છે.

— શતક ૧૦, ઉદ્દે૦ ૩

૫

## ઉપધિ-પરિગ્રહ-પ્રણિધાન

ઉપધિ એટલે જીવનનિર્વાહમાં ઉપયોગી શરીર તથા વસ્ત્રાદિ. રાજગૃહ નગરનો પ્રસંગ છે.

ગૌ૦—હે ભગવન્! ઉપધિ કેટલા પ્રકારનો કહ્યો છે?

મ૦—હે ગૌતમ! ઉપધિ ત્રણ પ્રકારનો કહ્યો છે: કર્મરૂપી ઉપધિ, શરીરરૂપી ઉપધિ અને બાહ્ય પાત્ર-વસ્ત્રાદિ સામગ્રીરૂપ ઉપધિ. નૈરયિકોને કર્મ અને શરીરરૂપ એ જ ઉપધિ હોય છે. એકેંદ્રિય જીવોને પણ એ બે જ પ્રકારનો હોય છે, તે સિવાયના બીજાઓને[1] ત્રણે પ્રકારનો હોય છે.

ગૌ૦—હે ભગવન્! ઉપધિ કેટલા પ્રકારનો કહ્યો છે?

મ૦—હે ગૌતમ! ઉપધિ ત્રણ પ્રકારનો કહ્યો છે: સચિત્ત, અચિત્ત અને મિશ્ર. નૈરયિકોથી માંડી વૈમાનિકો સુધી બધાને એ ત્રણે પ્રકારનો ઉપધિ હોય છે.[2]

૧. વૈમાનિકો સુધીના.

૨. નારકોનો સચિત્ત ઉપધિ તે શરીર, અચિત્ત ઉપધિ તે ઉત્પત્તિસ્થાન, અને શ્વાસોચ્છ્વાસાદિ યુક્ત શરીર સચેતના-ચેતનરૂપ મિશ્ર ઉપધિ કહેવાય છે.

જીવનનિર્વાહમાં ઉપયોગી કર્મ, શરીર અને વસ્ત્રાદિ ઉપધિ કહેવાય છે; અને તે જ મમત્વબુદ્ધિથી ગૃહીત થાય, ત્યારે પરિગ્રહ કહેવાય છે.

ગૌ૦—હે ભગવન્! પરિગ્રહ કેટલા પ્રકારનો કહ્યો છે?

મ૦—હે ગૌતમ! પરિગ્રહ ત્રણ પ્રકારનો કહ્યો છે: કર્મપરિગ્રહ, શરીરપરિગ્રહ, અને બાહ્ય વસ્ત્રપાત્રાદિ ઉપકરણરૂપ પરિગ્રહ.

કોઈ પણ પ્રકારના નિશ્રિત આલંબનમાં મન-વચન-કાયના વ્યાપારોને સ્થિર કરવા તે પ્રણિધાન.

ગૌ૦—હે ભગવન્! પ્રણિધાન કેટલા પ્રકારનું કહ્યું છે?

મ૦—હે ગૌતમ! પ્રણિધાન ત્રણ પ્રકારનું કહ્યું છે: મનપ્રણિધાન, વચનપ્રણિધાન અને કાયપ્રણિધાન.[1]

ગૌ૦—હે ભગવન્! દુષ્પ્રણિધાન કેટલા પ્રકારનું કહ્યું છે?

મ૦—હે ગૌતમ! મન-વચન-કાય એમ ત્રણે પ્રકારનુ છે. સુપ્રણિધાન પણ એ ત્રણે પ્રકારનું હોય છે. મનુષ્યથી વૈમાનિક સુધીનાને સુપ્રણિધાન હોઈ શકે છે.

—શતક ૧૮. ઉદ્દે૦ ૭

---

૧. તેમાંથી નૈરયિકથી સ્તનિતકુમાર સુધીનાને ત્રણ, પૃથ્વીકાયિકથી વનસ્પતિકાયિક સુધીનાને કાયપ્રણિધાન, બે ઇન્દ્રિયથી ચાર ઇન્દ્રિયવાળા સુધીનાને વચન અને કાયપ્રણિધાન, તથા બાકીનાને (વૈમાનિકો સુધી) ત્રણે હોય છે.

## ૬

## પરિષહ

ગૌ૦—હે ભગવન્! કેટલા પરિષહો કહ્યા છે?

મ૦—હે ગૌતમ! પરિષહો ૨૨ છે: ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, દંશ–મસક (ડાંસ–મચ્છર), નગ્નતા, અરતિ, (કંટાળો), સ્ત્રી, ચર્યા (ગામેગામ પગપાળા ફરવું તે), નૈષેધિકી (સ્મશાન વગેરે સ્વાધ્યાય, ધ્યાન ૪૦ ના સ્થાન), શય્યા, આક્રોશ (તિરસ્કાર), વધ (માર), યાચના, અલાભ, રોગ, તૃણસ્પર્શ, જલ્લ (મળ), સત્કારપુરસ્કાર, પ્રજ્ઞા, જ્ઞાન[1], અને દર્શન (શ્રદ્ધા).

આ બધી સાધકના માર્ગમા આવતી મુશ્કેલીઓ છે.

તે બાવીસે પરિષહોનો ચાર કર્મપ્રકૃતિઓમાં સમાવેશ થાય છે. તે આ પ્રમાણે: જ્ઞાનાવરણીય, વેદનીય, મોહનીય અને અંતરાય.

તેમાં જ્ઞાનાવરણીયકર્મમાં પ્રજ્ઞા અને જ્ઞાન એ બે પરિષહોનો સમાવેશ થાય છે. પ્રજ્ઞાનો અભાવ, તેમ જ જ્ઞાનનો અભાવ જ્ઞાનાવરણીયકર્મના ઉદયથી જ થાય છે.

વેદનીયકર્મમાં ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ, દંશ–મસક, ચર્યા, શય્યા, વધ, રોગ, તૃણસ્પર્શ અને મલપરિષહ એ અગિયારનો સમાવેશ થાય છે.

દર્શનમોહનીય કર્મમાં દર્શનપરિષહ એકલાનો સમાવેશ થાય છે.

---

૧. ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૨ મા પ્રજ્ઞા અને જ્ઞાનને બદલે જ્ઞાન અને અજ્ઞાન એ બે છે.

ચારિત્રમોહનીયકર્મમાં અરતિ, નગ્નતા, સ્ત્રી, નૈષેધિકી, યાચના, આક્રોશ અને સત્કારપુરસ્કાર એ સાતનો સમાવેશ થાય છે.

અંતરાયકર્મમાં અલાભપરિષહનો સમાવેશ થાય છે.

(આયુષ સિવાયનાં) સાત પ્રકારનાં કર્મ બાંધનારને બાવીસ પરિષહો કહ્યા છે; પરંતુ એક સાથે તે વીસને અનુભવે છે. કારણ કે, જ્યારે શીતને અનુભવે ત્યારે ઉષ્ણને ન અનુભવે[1], અને ચર્યાને અનુભવે ત્યારે નૈષેધિકીને ન અનુભવે[2].

આઠ પ્રકારનાં કર્મ બાંધનારને માટે પણ તેમ જ જાણવું.

આયુષ્ય અને મોહનીય એ બે સિવાયનાં છ પ્રકારનાં કર્મ બાંધનારને[3] (દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયના મળીને આઠ પરિષહો બાદ થતાં) ૧૪ પરિષહ હોય છે; પણ

---

૧. તેનાથી ઊલટું પણ સમજી લેવું.

૨. ચર્યાથી એમ તો શય્યા પણ વિરુદ્ધ છે; પરંતુ ગામ જવા નીકળ્યો હોય, ત્યારે રસ્તામાં વિશ્રામભોજનાદિ માટે થોડો વખત શય્યાસેવન કરે પણ ખરો; પણ તે વખતેય તેના મનમાં ચર્યાનું ઔત્સુક્ય હજુ શમ્યું નથી હોતું; તેથી વાસ્તવિક રીતે તેની ચર્યા (મુસાફરી) જ ચાલુ હોય છે.

૩. 'સૂક્ષ્મસંપરાય (૧૦મા) ગુણસ્થાનવાળાને'—ટીકા. તેને સરાગ છદ્મસ્થ કહે છે. કારણકે હજુ લોભના સૂક્ષ્મ અંશો તેનામાં વિદ્યમાન છે, અને તેને કેવલજ્ઞાન થયું નથી. ગુણસ્થાનો તેમજ છદ્મસ્થ, કેવલજ્ઞાની વગેરેના પારિભાષિક અર્થો માટે જુઓ આ માળાનું અંતિમ ઉપદેશ પુસ્તક પા. ૧૭૨. તથા આગળ પા. ૬૦, નોં. ૧.

તે એક સાથે બારને જ અનુભવે છે; કારણકે જ્યારે શીત અનુભવે ત્યારે ઉષ્ણ નહિ અને ચર્યા વખતે શય્યાને ન અનુભવે.[1]

માત્ર વેદનીયરૂપી એક જ કર્મ બાંધનાર વીતરાગ છદ્મસ્થને[2] ૭ પ્રકારનાં કર્મ બાંધનાર જેટલા પરિષહ જાણવા. પરંતુ સયોગી ભવસ્થ કેવલજ્ઞાનીને[3] (જ્ઞાનાવરણીયના બે પરિષહો વધુ બાદ કરતાં) ૧૧ પરીષહો સંભવે છે; પણ તેમાં એક સાથે તે નવને જ અનુભવે છે; કારણકે શીત–ઉષ્ણ, અને ચર્યા–શય્યા, એ બે જોડકામાંથી ગમે તે એકને જ તે અનુભવે છે.

કર્મબંધરહિત અયોગી ભવસ્થ કેવલજ્ઞાનીને[4] અગિયાર પરિષહો તે પ્રમાણે છે.

—શતક ૮, ઉદ્દે૦ ૮

૭

## ગણિપિટક

ગણિપિટક એટલે આચાર્યની પેટી–શાસ્ત્રો.

ગૌ૦—હે ભગવન્! ગણિપિટક કેટલા પ્રકારનું કહ્યું છે?

---

૧. અહીં તો મોહનીય અવિદ્યમાન જેવું થયુ હોવાથી, સર્વત્ર અનૌત્સુક્ય જ પ્રવર્તે છે. તેથી શય્યાકાળે તે શય્યામાં જ વર્તે છે; ચર્યાની ઉત્સુકતા તે વખતે તેને ન હોવાથી તે ચર્યામાં નથી હોતો.

૨. ૧૧મા અને ૧૨મા ગુણસ્થાન વખતે. તેને વીતરાગ છદ્મસ્થ કહે છે.

૩. ૧૩ મા ગુણસ્થાન વખતે.

૪. ૧૪મા ગુણસ્થાનવાળાને.

મ૦—હે ગૌતમ! બાર અંગવાળુ ગણિપિટક કહ્યું છે. તે આ પ્રમાણે. આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ), જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશા, અંતકૃદ્દશા, અનુત્તરૌપપાતિક, પ્રશ્નવ્યાકરણ, વિપાકશ્રુત, અને દૃષ્ટિવાદ.[1]

ગૌ૦—હે ભગવન્! આચારાગ એ શુ છે?

મ૦—હે ગૌતમ! આચારાંગમાં[2] શ્રમણ નિગ્રંથોનો સુપ્રશસ્ત આચાર, ભિક્ષા લેવાનો વિધિ (ગોચર), વિનય, ધ્યાન, આહારાદિ પદાર્થોનુ માપ, સ્વાધ્યાય, ભાષાસમિતિ, ગુપ્તિ, શય્યા, ઉપધિ, અન્ન-પાન, દોષોની વિશુદ્ધિ, શુદ્ધાશુદ્ધ-ગ્રહણ, વ્રત, નિયમ અને તપ, વગેરેનુ વર્ણન છે

સૂત્રકૃતાંગમા[3] સ્વસિદ્ધાંત, પરસિદ્ધાંત, જીવ, અજીવ, લોક, અલોક, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ સુધીના પદાર્થો છે, તથા ઇતર દર્શનોથી મોહિત, તથા સંદિગ્ધ એવા નવા દીક્ષિતની બુદ્ધિની શુદ્ધિ માટે ૧૮૦ ક્રિયાવાદીના મત, ૮૪ ક્રિયાવાદીના મત, ૬૭ અજ્ઞાનવાદીના મત, ૩૨ વિનયવાદીના મત વગેરેનો પરિક્ષેપ કરીને સ્વસિદ્ધાતનુ સ્થાપન કરેલું છે.

---

૧. મૂળમા, નંદીસૂત્રમા કહ્યા પ્રમાણે બધા અંગોનો પરિચય આપવો એમ કહ્યુ છે. પરતુ અહીં અંગગ્રંથોમાના જ એક સમવાયાંગમાં આપેલી માહિતી ટૂંકાવીને આપી છે.

૨. આ માળામા 'શ્રીમહાવીરસ્વામીનો આચારધર્મ' નામનુ પુસ્તક.

૩. આ માળામા 'શ્રીમહાવીરસ્વામીનો સંયમધર્મ' નામનું પુસ્તક.

સ્થાનાંગમાં સ્વસિદ્ધાત, પરસિદ્ધાંત, જીવ, અજીવ, લોક. અને અલોકનુ સ્થાપન છે.

સમવાયાંગમાં સ્વસિદ્ધાંત, પરસિદ્ધાત, એકાદિ સખ્યા-પૂર્વક પદાર્થોનુ નિરૂપણ, અને દ્વાદશાંગ ગણિપિટકના પર્યવોનુ પ્રતિપાદન છે.

ભગવતીમા સ્વસિદ્ધાંત, પરસિદ્ધાંત, જીવ, અજીવ, લોક અલોક, જુદા જુદા પ્રકારના દેવ, રાજા, રાજર્ષિ અને અનેક પ્રકારે સંદિગ્ધ પુરુષોએ પૂછેલા પ્રશ્નોના શ્રીજિને વિસ્તારપૂર્વક આપેલા ઉત્તરો છે. તેઓ યથાસ્થિત ભાવના પ્રતિપાદક છે, મુમુક્ષુઓના હૃદયના અભિનદક છે, અંધકારરૂપ મેલના નાશક છે, સુદૃષ્ટ છે, દીપભૂત છે, તથા બુદ્ધિના વર્ધક છે

જ્ઞાતાધર્મકથામાં[1] ઉદાહરણભૂત પુરુષોનાં નગરો, રાજાઓ, ધર્માચાર્યો, ધર્મકથાઓ, પ્રવ્રજ્યાઓ, તપો, દેવલોક-ગમનો, બોધિલાભો વગેરેનું વર્ણન છે.

ઉપાસકદશામા[2] ઉપાસકોનાં કે શ્રાવકોના શીલવ્રતો, વિરમણો. ગુણવ્રતો, પ્રત્યાખ્યાનો, પૌષધોપવાસો, તપો, પ્રતિમાઓ, ઉપસર્ગો, બોધિલાભો અને અંતક્રિયાઓનુ નિરૂપણ છે.

---

૧. આ માળામા 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' નામનુ પુસ્તક.

૨. આ માળામાં 'ભગવાન મહાવીરના દશ ઉપાસકો' નામનુ પુસ્તક.

અંતકૃદ્દશામાં અંતકૃત (તીર્થંકરાદિ) પુરુષના ભોગપરિત્યાગ, પ્રવ્રજ્યા, તપ, પ્રતિમા, ક્ષમા. આર્જવ, માર્દવ, શૌચ. સંયમ, બ્રહ્મચર્ય, તપ, ક્રિયા, સમિતિ, ગુપ્તિ, અપ્રમાદયોગ, સ્વાધ્યાય, ધ્યાન, કર્મનો ક્ષય, કેવળજ્ઞાનની પ્રાપ્તિ વગેરેનુ નિરૂપણ છે.

અનુત્તરૌપપાતકમાં નગરો, ઉદ્યાનો. ચૈત્યો, વનખડો. રાજાઓ, માતપિતાઓ, ધર્માચાર્યો, ધર્મકથાઓ. ભોગપરિત્યાગો વગેરેનું વર્ણન છે.

પ્રશ્નવ્યાકરણમાં ૧૦૮ પ્રશ્નો, ૧૦૮ અપ્રશ્નો. ૧૦૮ પ્રશ્નાપ્રશ્નો. વિદ્યાના અતિશયો, અને નાગકુમાર તથા સુપર્ણકુમારની સાથે થયેલા દિવ્ય સંવાદો છે.

વિપાકશ્રુતમાં સુકૃત કર્મોનો અને દુષ્કૃતકર્મોનો ફલવિપાક વર્ણવેલો છે.

દૃષ્ટિવાદમાં સર્વ પ્રદાર્થોની પ્રરૂપણા છે.

—શતક ૨૫, ઉદ્દે૦ ૪

# ૧૫

## પરચૂરણ

### ૧

ગૌ૦—હે ભગવન્ ! જે બીજાને ખોટું બોલવા વડે, અસદ્ભૂત બોલવા વડે,[1] કે મોઢામોઢ દોષ પ્રકાશવા વડે દૂષિત વચન કહે, તે કેવા પ્રકારના કર્મ બાંધે છે?

મ૦—હે ગૌતમ ! તે તેવા પ્રકારનાં જ કર્મો બાંધે છે; તથા તે જ્યાં જ્યા જાય છે, ત્યા તેવાં જ કર્મોને અનુભવે છે.

—શતક ૫, ઉદ્દે૦ ૬

### ૨

ગૌ૦—હે ભગવન્ ! સરખાસરખી ચામડીવાળા, સરખી ઉમરવાળા, અને સરખા દ્રવ્ય અને શસ્ત્ર વગેરે ઉપકરણવાળા કોઈ બે પુરુષ લડે, તેમાં એક જીતે અને એક હારે, એ પ્રમાણે થાય? અને થાય તો તેનુ શુ કારણુ?

મ૦—હે ગૌતમ! જે વીર્યવાળો હોય તે જીતે, અને વીર્ય વિનાનો હારે. જેણે વીર્યરહિત કર્મો નથી બાંધ્યાં અને જેના તે કર્મો ઉદયમાં નથી આવ્યાં, તે જીતે છે; અને જે પુરુષે વીર્યરહિત કર્મ બાંધ્યાં છે, અને જેનાં તે કર્મો ઉદયમા આવ્યાં છે, તે પુરુષ પરાજય પામે છે,

—શતક ૧, ઉદ્દે૦ ૮

---

૧. અસદ્ભૂત એટલે ન થયેલના ઉદ્ભાવનરૂપ, અથવા અલીક (ચોર ન હોય તો પણ આ ચોર છે એ પ્રમાણે આરોપ કરવા) રૂપ.

3

હે ગૌતમ! સંવેગ-મોક્ષનો અભિલાષ, નિર્વેદ-સંસારથી વિરક્તતા, ગુરુઓની અને સાધર્મિકોની સેવા, (ગુરુ સમક્ષ કબૂલાત રૂપ) પાપોની આલોચના, પોતાની જાતે દોષોની નિંદા, પરસમક્ષ પોતાના દોષો પ્રગટ કરવારૂપ ગર્હા, ક્ષમાપના, ઉપશાંતતા, શાસ્ત્રાભ્યાસ, હાસ્યાદિ ભાવોને વિષે અપ્રતિબદ્ધતા, પાપસ્થાનોથી નિવૃત્ત થવું, સ્ત્રીઆદિના સંસર્ગથી રહિત ઉતારાનો અને આસનનો ઉપયોગ, શ્રોત્રેન્દ્રિય વગેરેનો સંવર (સંરક્ષણ), યોગ (મન-વાણી-કાયાની પ્રવૃત્તિ)નો ત્યાગ, શરીરમા આસક્તિનો ત્યાગ, કષાયોનો ત્યાગ, મંડળીમાં બેસી ભોજન કરવાનો (સંભોગનો) ત્યાગ, અધિક વસ્ત્રાદિનો ત્યાગ, ક્ષમા, વિરાગતા, ભાવસત્ય (અંતરની સચ્ચાઈ), યોગસત્ય (મન-વાણી-કાયાની સચ્ચાઈ), કરણસત્ય (આચારની સચ્ચાઈ)[1], મનનું સંગોપન, વચનનું સંગોપન, કાયનું સંગોપન, ક્રોધ. માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ક્લેશ (કલહ), અભ્યાખ્યાન (ખોટા આરોપ), પૈશુન્ય (ચુગલી), રતિ-અરતિ (આનંદથી મત્ત થવું અને શોકથી ખિન્ન થવું), પરનિંદા, માયા-મૃષાવાદ (કપટપૂર્વક અસત્ય ભાષણ), અને મિથ્યાદર્શનશલ્ય (એટલે કુદેવ, કુગુરુ, અને કુધર્મને સાચા માની સેવવા) એટલાનો ત્યાગ, જ્ઞાનસંપન્નતા, દર્શનસંપન્નતા, ચારિત્ર-સંપન્નતા, ક્ષુધાદિ વેદનાની સહનશીલતા, અને મારણાંતિક કષ્ટમાં સહનશીલતા, એ બધાં પદોનું અંતિમ ફળ મોક્ષ છે.

ગૌતમ—હે ભગવન્! તે એમ જ છે, હે ભગવન્! તે એમ જ છે. —શતક ૧૭. ઉદ્દે૦ ૩

---

૧. પ્રતિલેખના વગેરે વિધિપૂર્વક કરવા તે.

## ૧

# આર્ય શ્રીસ્કંદક

તે સમયની વાત છે.

શ્રાવસ્તી[1] નગરીમાં કાત્યાયન ગોત્રનો, ગર્દભાલ નામના પરિવ્રાજકનો શિષ્ય સ્કંદક નામનો પરિવ્રાજક (તાપસ) રહેતો હતો. તે ચાર વેદનો, પાંચમા ઇતિહાસ-પુરાણનો અને છઠ્ઠા નિઘંટુ નામના કોશનો સાંગોપાગ ધારણ કરનાર, તથા પ્રવર્તક હોઈ, તે સંબંધી ભૂલોનો અટકાવનાર હતો. તે ષડંગનો પણ જાણકાર અને ષષ્ટિતંત્ર (કાપિલીય શાસ્ત્ર)માં વિશારદ હતો. વળી ગણિત, શિક્ષા,[2] કલ્પ (આચાર), વ્યાકરણ, છંદ, વ્યુત્પત્તિ, જ્યોતિષ તથા બીજાં પણ અનેક

---

૧. પ્રાચીન કોશલ દેશની રાજધાની. અયોધ્યાથી ઉત્તર તરફ પચાસેક માઈલ ઉપર રાપટી નદીના દક્ષિણ કિનારે આવેલા સાહેતમાહેતના ખંડેરોને શ્રાવસ્તીના વર્તમાન અવશેષ ગણવામાં આવે છે.

૨. અક્ષરના સ્વરૂપને જણાવનારું શાસ્ત્ર.

બ્રાહ્મણ અને પરિવ્રાજક સબંધી નીતિશાસ્ત્રો તથા દર્શન-શાસ્ત્રોમાં ઘણો ચતુર હતો.

તે જ નગરીમાં પિંગલ નામનો મહાવીર ભગવાનનો અનુયાયી નિર્ગ્રંથ સાધુ રહેતો હતો. તેણે એક દિવસ સ્કંદક પાસે જઈને તેને આક્ષેપપૂર્વક પૂછ્યુ: હે માગધ! શું લોક અંતવાળો છે કે અંત વિનાનો છે? જીવ અંતવાળો છે કે અંત વિનાનો છે? સિદ્ધિ અંતવાળી છે કે અંત વિનાની છે? સિદ્ધો અંતવાળા છે કે અંત વિનાના છે? તથા કયા મરણ વડે મરતો જીવ વધે અથવા ઘટે, અર્થાત્ જીવ કેવી રીતે મરે તો તેનો સંસાર વધે અથવા ઘટે?

આ પ્રશ્નો સાંભળી સ્કંદકને શંકા, કાંક્ષા અને અવિશ્વાસ[1] ઉત્પન્ન થતાં તેની બુદ્ધિ કુંઠિત થઈ ગઈ, અને તે બહુ ક્લેશ પામ્યો. તથા કાંઈ જવાબ ન આપી શકવાથી મૌન રહ્યો.

તે અરસામાં નજીકમાં આવેલી કૃતગલા નગરીની બહાર છત્રપલાશક ચૈત્યમા શ્રીમહાવીર ભગવાન પધાર્યા. તે જાણી લોકો તેમનાં દર્શને ઊમટ્યા. સ્કંદકને પણ ત્યાં જવાનો વિચાર આવ્યો. તેથી પોતાનો ત્રિદંડ, કુંડી (કમંડલુ), રુદ્રાક્ષની માલા (કાંચનિકા), કરોટિકા (માટીનુ પાત્ર), ભૃશિકા (આસન), કેસરિકા (લૂછણિયુ), પડ્નાલક (ત્રિગડી), અંકુશક,[2]

---

૧. પ્રશ્નનો ઉત્તર શુ આ હશે કે તે, તથા તેનો જવાબ હુ શી રીતે નિશ્ચિત કરુ એ કાંક્ષા; અને મારા જવાબથી પૂછનારને પ્રતીતિ થશે કે કેમ એ, અવિશ્વાસ

૨. વૃક્ષ ઉપરથી પાંદડાં લેવાનું સાધન.

પવિત્રક (વીંટી), ગણેત્રિકા (કલાઈનું ઘરેણું), છત્ર, પગરખાં, પાવડી અને ગેરુવાં વસ્ત્રો વગેરે ધારણ કરીને તે કૃતંગલા જવા નીકળ્યો.

આ તરફ મહાવીર ભગવાને ગૌતમને સંબોધીને કહ્યું, "હે ગૌતમ! આજ તું તારા જૂના સબંધીને જોઈશ." એમ કહી, તેમણે સ્કંદક કેવી રીતે આ તરફ આવવા નીકળ્યો હતો તે કહી સંભળાવ્યું. ત્યારે ગૌતમે પૂછ્યું કે 'તે આપની પાસે દીક્ષા લેશે કે કેમ?' ત્યારે મહાવીર ભગવાને હા પાડી.

એવામાં સ્કંદક ત્યાં આવી પહોંચ્યો; ગૌતમ ઊઠીને તેની સામા ગયા, અને તે શા માટે આવ્યો છે તે બધું તેને કહી સંભળાવ્યું. આથી વિસ્મિત થઈ સ્કંદકે ગૌતમને પૂછ્યું કે તમને આ બધું સ્વશક્તિથી જાણી લઈને કોણે કહ્યું? ત્યારે ગૌતમે મહાવીર ભગવાનનું નામ દીધું. પછી બંને મહાવીર ભગવાન પાસે ગયા.

મહાવીર ભગવાન તે સમયે હંમેશ ભોજન કરતા હતા. તેમનું શરીર ઉદાર, શણગારેલા જેવું, કલ્યાણરૂપ, શિવરૂપ, ધન્ય, મંગલરૂપ, અલંકારો વિના પણ શોભતું તથા સારાં લક્ષણો,[1] ચિહ્નો અને ગુણોથી યુક્ત હતું. તેમને જોઈ સ્કંદક

---

૧. એટલે કે માન તથા ઉન્માનયુક્ત. પાણીથી ભરેલી કૂંડીમાં કોઈ પુરુષ પ્રવેશ કરે, અને જેના પ્રવેશથી તે કૂંડીનું ૩૨ શેર પાણી (દ્રોણ) બહાર નીકળે, તે માનયુક્ત કહેવાય. જે પુરુષનું વજન ૪૦૦૦ તોલા (અર્ધો ભાર) થાય તે ઉન્માનયુક્ત કહેવાય પોતાના આંગળથી માપતાં જેની ઊંચાઈ ૧૦૮ આંગળ હોય, તે પ્રમાણયુક્ત કહેવાય

અત્યંત હર્ષ પામ્યો, તથા પુલકિત ચિત્તયુક્ત થઈ, ત્રણ પ્રદક્ષિણા કરી, તેણે તેમને વંદનાદિ કર્યાં. મહાવીર ભગવાને પણ તેને પિંગલકના પ્રશ્નો વગેરેની વાત કહી સંભળાવી, તથા તેના જવાબ પણ કહી સંભળાવ્યા :

હે સ્કંદક! 'લોક અંતવાળો છે કે અંત વિનાનો છે' એ પ્રશ્નનો જવાબ આ પ્રમાણે છે: મેં લોકને ચાર પ્રકારનો જણાવ્યો છે: દ્રવ્યલોક, ક્ષેત્રલોક, કાળલોક. અને ભાવલોક. દ્રવ્યલોક તો એક છે અને અંતવાળો છે. ક્ષેત્રલોક અસંખ્ય કોડાકોડી યોજન સુધી લંબાઈ અને પહોળાઈવાળો છે; તથા તેનો પરિધિ અસંખ્ય યોજન કોડાકોડીનો કહ્યો છે. તેનો પણ અંત — છેડો — છે. કાળલોક કોઈ દિવસ ન હતો તેમ નથી, કોઈ દિવસ નથી એમ પણ નથી અને કોઈ દિવસ નહી હશે એમ પણ નથી. તે ધ્રુવ, નિયત, શાશ્વત, અક્ષત, અવ્યય, અવસ્થિત અને નિત્ય છે. વળી તેનો અંત નથી. ભાવલોક વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શના અનંત પર્યવો (પરિણામો) રૂપ છે, અનંત સંસ્થાન (આકાર) પર્યવરૂપ છે, તથા તેનો અંત નથી. એટલે કે લોકને દ્રવ્ય અને ક્ષેત્રની દૃષ્ટિએ વિચારીએ તો તે અંતવાળો છે; પણ કાલ અને ભાવની દૃષ્ટિએ વિચારીએ તો તે અંત વિનાનો છે.

હવે, 'જીવ અંતવાળો છે કે અત વિનાનો છે' તે પ્રશ્નનો જવાબ આ પ્રમાણે છે: દ્રવ્યથી જીવ એક છે અને અંતવાળો છે. ક્ષેત્રથી જીવ અસંખ્ય પ્રદેશવાળો છે, તથા તેનો અંત પણ છે. કાળથી જીવ નિત્ય છે અને તેનો અંત નથી. ભાવથી જીવ અનંત' જ્ઞાનપર્યાયરૂપ છે,

અનંત દર્શનપર્યાયરૂપ છે, અને અનંત અગુરુલઘુ[1] પર્યાયરૂપ છે.

તે જ પ્રમાણે સિદ્ધિ[2] પણ દ્રવ્યથી એક છે અને અંતવાળી છે; ક્ષેત્રથી સિદ્ધિની લંબાઈ તથા પહોળાઈ ૪૫ લાખ યોજનની છે; અને તેનો પરિધિ ૧ કરોડ, ૪૨ લાખ, ૩૦ હજાર, અને ૨૪૯ યોજન કરતાં કાંઈક વિશેષાધિક છે. તેનો અંત—છેડો—પણ છે. કાળથી સિદ્ધિ કોઈ દિવસ ન હતી એમ નથી, નથી એમ પણ નથી, તથા નહિ હોય એમ પણ નથી ભાવથી સિદ્ધિ ભાવલોક પ્રમાણે જાણવી. એટલે કે, દ્રવ્યસિદ્ધિ અને ક્ષેત્રસિદ્ધિ અંતવાળી છે, અને કાળસિદ્ધિ અને ભાવસિદ્ધિ અંત વિનાની છે.

તે જ પ્રમાણે સિદ્ધ પણ દ્રવ્યથી એક છે, અને અંતવાળો છે. ક્ષેત્રથી સિદ્ધ અસંખ્ય પ્રદેશવાળો છે, તથા તેનો અંત પણ છે. કાળથી સિદ્ધ આદિવાળા છે અને અંત વિનાના છે. ભાવથી સિદ્ધ અનંત જ્ઞાનપર્યવરૂપ છે, અનંત દર્શનપર્યવરૂપ છે, અનંત અગુરુલઘુ પર્યવરૂપ છે અને તેનો અંત નથી.

'જીવ કેવી રીતે મરે તો તેનો સંસાર વધે અને ઘટે' એ પ્રશ્નનો જવાબ આ છે: મે મરણના બે પ્રકાર જણાવ્યા છે: બાલમરણ, અને પંડિતમરણ.[3]

---

૧. અણુઓના, સૂક્ષ્મસ્કંધોના તથા અમૂર્ત વસ્તુઓના પર્યાયો અગુરુલઘુ (નહી ભારે, નહીં હલકા) ગણાય છે.

૨. એટલે કે સિદ્ધશિલા, જે સિદ્ધજીવોના આધારભૂત આકાશની નજીક આવેલી છે.

૩. સરખાવો ઉત્તરાધ્યયન અ. ૫; તથા અ. ૩૬-૨૫૯.

તેમા બાલમરણના બાર ભેદ કહ્યા છે: વલન્મરણ (તરફડિયાં ખાતા મરવુ); વશાર્તમરણ (પરાધીનતાપૂર્વક રિબાઈને મરવુ); અંતઃશલ્યમરણ (શરીરમાં શસ્ત્રાદિક પેસી જવાથી મરવુ); તદ્ભવમરણ (જે ગતિમાં મર્યા હોય તે જ ગતિમાં પાછું જન્મવુ); પહાડથી પડીને મરવુ, ઝાડથી પડીને મરવું, પાણીમાં ડૂબીને મરવુ, અગ્નિમાં પેસીને મરવું, ઝેર ખાઈને મરવુ, શસ્ત્ર વડે મરવુ, ઝાડ વગેરે સાથે ગળે ફાંસો ખાઈને મરવુ, અને ગીધ વગેરે શરીરને ફાડી ખાય તે રીતે મરવુ. એ બાર પ્રકારના બાલમરણ વડે મરે, તો જીવ અનંતવાર નૈરયિક ભવોને પામે છે, અનાદિ અનંત તથા ચાર ગતિ[1]વાળા સંસારમાં રખડયા કરે છે, તથા તે પ્રકારે પોતાના સંસારને વધારે છે.

પંડિતમરણ પણ બે પ્રકારનુ છે: પાદપોપગમન (ઝાડની પેઠે સ્થિર રહીને આહારત્યાગપૂર્વક મરવુ) અને ભક્તપ્રત્યાખ્યાન (હાલવાચાલવાની છૂટ સાથે ખાનપાનનાત્યાગપૂર્વક મરવુ[2]). પાદપોપગમનમાં બીજાની સેવા લેવાની છૂટ નથી હોતી, જ્યારે ભક્તપ્રત્યાખ્યાનમાં હોય છે; બંનેમાં આહારત્યાગ સરખો જ છે. એ બને જાતના પંડિતમરણ વડે મરતો જીવ પોને નૈરયિકના અનંત ભવને પામતો નથી; સંસારરૂપ વનને વટી જાય છે, તથા તે પ્રકારે તે જીવનો સંસાર ઘટે છે.

---

૧. તિર્યંચ, મનુષ્ય, દેવ, નારક.

૨. મૂળમાં તેની વધુ વિગતો છે તે માટે જુઓ આગળ પા. ૧૪૯ (૧-आ).

આ વાત સાંભળતાં સ્કંદક પરિવ્રાજક બોધ પામ્યો. અને ભગવાન પાસે કેવળીએ કહેલ ધર્મની દીક્ષા માગવા લાગ્યો. ત્યાર પછી ભગવાને તેને તથા ભેગી થયેલી મોટી સભાને ધર્મ કહ્યો. તેથી હર્ષિત થઈ સ્કંદક ઊભો થઈને તથા ભગવાનને ત્રણ વાર પ્રદક્ષિણા કરીને બોલ્યો, હે ભગવન્! નિર્ગ્રંથના પ્રવચનમાં હું શ્રદ્ધા રાખુ છું, પ્રીતિ રાખું છુ, તથા તે મને રુચે છે. તેનો હુ સ્વીકાર કરું છુ. હે ભગવન્! તે સત્ય છે, સંદેહ વિનાનું છે, ઇષ્ટ છે, અને પ્રતીષ્ટ છે. આમ કહી, ભગવાનને વદન કરી, ને ઈશાન ખૂણામાં ગયો, અને ત્યાં પોતાનો ત્રિદંડ વગેરે ઉપકરણો એકાંત જગાએ છોડી આવ્યો, પછી ભગવાન પાસે આવી તેમને ત્રણ પ્રદક્ષિણા કરી તે બોલ્યો· હે ભગવન્! ઘડપણ અને મોતના દુઃખથી આ લોક સળગેલો છે. જેમ કોઈ ગૃહસ્થ પોતાના સળગતા ઘરમાંથી બહુ મૂલ્યવાળા અને ઓછા વજનવાળા સામાનને બચાવી લે છે, કારણ કે તે થોડો સામાન પણ તેને આગળપાછળ હિતરૂપ, સુખરૂપ, કુશળરૂપ અને છેવટે કલ્યાણરૂપ થાય છે, તેમ મારો આત્મા પણ એક જાતના બહુમૂલ્ય સામાનરૂપ છે, તે ઇષ્ટ છે, કાંત છે, પ્રિય, સુંદર, મનગમતો, સ્થિરતાવાળો, વિશ્વાસપાત્ર, સંમત, અનુમત, બહુમત અને ઘરેણાના કરંડિયારૂપ છે માટે તેને ટાઢતડકો, ભૂખતરસ, ચોરવાઘ, કે સંનિપાતાદિ અનેક રોગો, મહામારીઓ, અને પરિષહો તથા ઉપસર્ગો[1] નુકસાન કરે. ત્યાર પહેલાં તેને તે બધામાંથી બચાવી લઉં,

---

૧. વિઘ્નો.

તો તે આત્મા મને પરલોકમાં હિતરૂપ, સુખરૂપ, કુશળરૂપ અને પરંપરાએ કલ્યાણરૂપ થશે. માટે હે દેવાનુપ્રિય ! હુ ઇચ્છુ છું કે, આપની પાસે હુ પ્રવ્રજિત થાઉં, મુંડિત થાઉ, પ્રતિલેખનાદિ આચારક્રિયાઓ શીખું, તથા સૂત્ર અને તેના અર્થો ભણું. માટે હું ઇચ્છું છું કે તમે આચાર, વિનય, વિનયનું ફળ, ચારિત્ર, પિંડવિશુદ્ધિ (-રૂપ કરણ), સંયમમાત્રા અને સંયમના નિર્વાહક આહારના નિરૂપણને કહો.

પછી શ્રમણભગવંત મહાવીરે પોતે જ તે પરિવ્રાજકને પ્રવ્રાજિત કર્યો અને પોતે જ તેને ધર્મ કહ્યો કે, "હે દેવાનુપ્રિય ! આ પ્રમાણે જવુ, આ પ્રમાણે રહેવુ, આ પ્રમાણે બેસવુ, આ પ્રમાણે સૂવુ, આ પ્રમાણે ખાવું, આ પ્રમાણે બોલવું, અને આ પ્રમાણે ઊઠીને પ્રાણ, ભૂત, જીવ તથા સત્ત્વો વિષે સંયમપૂર્વક વર્તવું તથા એ બાબતમાં જરા પણ આળસ ન રાખવી "

આ પ્રમાણે સ્કંદક મુનિ ભગવાનનો ધાર્મિક ઉપદેશ સારી રીતે સ્વીકારી તેમની આજ્ઞા મુજબ ચાલવા લાગ્યા તે ચાલવામાં, બોલવામાં, ખાનપાન લાવવામાં, પોતાનો સરસામાન લેવા-મૂકવામાં, મલમૂત્ર તથા મુખ, કફ, અને નાકનો મેલ વગેરે નિરુપયોગી વસ્તુઓ નાખી આવવામાં[1] સાવધાન હતા; મન-વાણી-કાયાની ક્રિયાઓમા સાવધાન હતા, તેમને વશ રાખનાર હતા, ઇંદ્રિયનિગ્રહી હતા, ગુપ્ત

૧. અનુક્રમે ઈર્યા, ભાષા, એષણા, આદાન-ભાંડ-માત્ર-નિક્ષેપણા, અને ઉચ્ચાર-પ્રસ્રવણ,-ખેલ-શિંઘાનક-પરિષ્ઠાપનિકા એ પાચ સમિતિઓનાં વર્ણન છે.

બ્રહ્મચારી હતા, તથા ત્યાગી, સરળ, ધન્ય, ક્ષમાશીલ, જિતેંદ્રિય, શુદ્ધવ્રતી, નિરાકાંક્ષી, ઉત્સુકતાદિના સયમમાં જ ચિત્તવૃત્તિવાળા, સુંદર સાધુપણામાં રત તથા દમનશીલ હતા એ પ્રમાણે નિર્ગ્રંથશાસ્ત્ર અનુસાર ને વિહરતા હતા.

તે સ્કંદકમુનિ મહાવીર ભગવાનના વૃદ્ધ શિષ્યો (સ્થવિરો) પાસે અગિયાર અંગો[1] ભણ્યા તથા પછી મહાવીર ભગવાનની પરવાનગીથી તેમણે એક પછી એક એમ ભિક્ષુની બારે પ્રતિમાઓ આરાધી તે પ્રતિમાઓ એટલે કે વિશિષ્ટ તપોનો વિધિ આ પ્રમાણે છે· ગચ્છથી બહાર નીકળી, જુદા રહી, એક મહિના સુધી અન્ન અને પાણીની એક દત્તિ વડે જ જીવવું તે પહેલી પ્રતિમાં કહેવાય. દત્તિ એટલે દાન દેનાર જ્યારે અન્ન કે પાણીને દેતો હોય, ત્યારે દેવાતા અન્ન કે પાણીની જ્યાં સુધી એક ધાર હોય અને તે એક ધારમાં જેટલું આવે તેટલું જ લેવું, ધાર તૂટયા પછી જરા પણ ન લેવું તે. બીજી પ્રતિમામાં બે માસ સુધી અન્નની અને પાણીની બે દત્તિ લેવાની

---

૧. અગિયાર અંગોમા ભગવતીસૂત્રનો પણ સમાવેશ થાય છે. તો પછી અગિયાર અંગોમાના એક અંગમાની કથામા 'અગિયાર અંગ' ભણ્યા એમ કેવી રીતે કહી શકાય ? કારણ કે જે ગ્રંથમા જેનુ જીવન હોય તે પુરુષ તે ગ્રંથની પહેલા હયાત હોય. ટીકાકાર આનો ખુલાસો બે રીતે આપે છે : એક તો, સ્કંદકની વિદ્યમાનતા નથી ત્યા સુધી સ્કંદકના જેવી બીનાને બીજા કોઈના ચરિત્ર દ્વારા જણાવાય છે; અને સ્કંદક થયા પછી સ્કંદકના ચરિત્રનો આધાર લઈને કહેવાય છે. અને બીજું : ગણધરો અતિશય જ્ઞાનવાળા હોવાથી ભવિષ્યકાળની બીના પણ તેઓ જાણીને કહી શકે.

હોય છે. તે જ પ્રમાણે ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી પ્રતિમામાં અનુક્રમે ત્રણ, ચાર, પાંચ, છ અને સાત દત્તિઓ અનુક્રમે ત્રણ, ચાર, પાંચ, છ અને સાત માસ સુધી લેવાની હોય છે. આઠમી પ્રતિમામાં સાત રાત્રીદિવસ પાણી પીધા વિના એકાંતર ઉપવાસ કરવાના હોય છે, પારણામાં આંબેલ[1] કરવાનું હોય છે; ગામની બહાર રહેવાનુ હોય છે. ચતા કે પડખે સૂવાનું હોય છે; તથા ઉભડક બેસીને જે આવે તે સહન કરવાનુ હોય છે. ૯મી પ્રતિમામાં તેટલા જ રાત્રીદિવસ તે પ્રમાણે જ ઉભડક રહેવાનુ હોય છે તથા વાંકા લાકડાની પેઠે સૂવાનુ હોય છે. ૧૦મી પ્રતિમામાં પણ તેટલા જ રાત્રીદિવસ તે પ્રમાણે જ ગોદોહાસન અને વીરાસનમાં રહેવાનુ તથા સંકોચાઈને બેસવાનુ હોય છે. ૧૧મી પ્રતિમામાં પાણી વિનાનો છઠ–છ ટંકનો ઉપવાસ કરવાનો હોય છે, તથા એક રાત્રીદિવસ ગામ બહાર હાથ લંબાવીને રહેવાનુ હોય છે. ૧૨મી પ્રતિમામાં એક અઠ્ઠમ – ત્રણ ઉપવાસ કરીને એક રાત્રી નદી વગેરેને કાંઠે ભેખડ ઉપર આંખો પટપટાવ્યા વિના રહેવાનુ હોય છે.

સ્કંદક મુનિએ આ બારે પ્રતિમાઓ[2] સૂત્ર અનુસાર.

---

૧ આંબેલ એટલે ઘી–દૂધ વગેરે રસ વિનાનું અન્ન એક વાર ખાવું અને ગરમ પાણી પીવુ તે

૨ આ ભિક્ષુપ્રતિમાઓ ગમે તે સાધુ ન કરી શકે; પણ લગભગ દશ પૂર્વ જેટલો જેને અભ્યાસ હોય તે જ કરી શકે "કારણકે તેટલા અભ્યાસી મુનિની વાણી અમોઘ હોય છે; તેથી તે જિનશાસનની વૃદ્ધિ કરવાપૂર્વક લોકકલ્યાણમાં સિદ્ધહસ્ત, સિદ્ધવાક્ હોય છે." અર્થાત્ એ મુનિ પોતાની શક્તિનો ઉપયોગ

આચાર અનુસાર, માર્ગ અનુસાર, સત્યતાપૂર્વક અને સારી રીતે સ્પર્શી, પાળી, શોભાવી અને સમાપ્ત કરી.[1]

ત્યાર પછી સ્કંદક મુનિએ મહાવીર ભગવાન પાસે આવી 'ગુણરત્ન સંવત્સર' નામનું તપ સ્વીકારવાની પરવાનગી માગી. અને તેમણે પણ તે પરવાનગી આપી. તે તપનો વિધિ આ પ્રમાણે છે: પહેલા માસમાં નિરંતર ચતુર્થના ઉપવાસ કરવા એટલે કે ચાર ટંક ન ખાવું[2], દિવસે સૂર્યની સામે નજર માંડી જ્યાં તડકો આવતો હોય તેવી જગામાં (આતાપના ભૂમિમાં) ઉભડક બેસી રહેવું; તથા રાત્રીએ કાંઈ

---

લોકકલ્યાણમાં જ કરે છે. સ્કંદક મુનિ પૂર્વ ગ્રંથો ભણ્યા જ નહોતા છતાં તેમને મહાવીરે પોતે પ્રતિમાઓની પરવાનગી આપેલી તેથી તેમાં કોઈ દોષ નથી.

૧. આ પ્રતિમાઓ સ્વીકારતા પહેલા તે પ્રતિમામા જે જાતનો નીરસ આહાર લેવાતો હોય તથા જેવી જાતનુ ધ્યાન અને વિચરણ થતુ હોય તે બધુ પોતાની જાત ઉપર અજમાવી લેવું જોઈએ, જેથી તે બરાબર પાર પડી શકે. 'જે પ્રતિમા જેટલા કાળ સુધી ચાલવાની હોય તેટલા કાળ સુધી તેનો અભ્યાસ કરવો જોઈએ' આ નિયમ શરૂઆતની સાત પ્રતિમાને લાગુ પડે છે. સાત પ્રતિમામાંની પહેલી અને બીજીનો તો એક સાથે એક વર્ષમા અભ્યાસ થાય છે. પછીની ત્રીજીના અભ્યાસ માટે એક વર્ષની જરૂર છે; તથા ચોથી માટે પણ એમ છે. પછીની ત્રણ પ્રતિમાઓનો અભ્યાસ જુદે વર્ષે થાય છે, તથા તેનો સ્વીકાર પણ જુદે વર્ષે થાય છે; એક જ વર્ષમા સાથે તેનો અભ્યાસ અને સ્વીકાર થઈ શકતો નથી. એ પ્રમાણે શરૂઆતની સાત પ્રતિમાઓ ૯ વર્ષ વડે સમાપ્ત થાય છે.

૨. જુઓ પા. ૧૪૬, નોંધ.

પણ વસ્ત્ર ઓઢયા પહેર્યા વિના વીરાસને બેસી રહેવું[1]. પછી બીજે મહિને તે જ પ્રમાણે નિરંતર છઠના એટલે કે છ ટંકના ઉપવાસ કરવા; પછી ત્રીજે મહિને નિરતર અઠ્ઠમ એટલે કે આઠ ટંકના ઉપવાસ કરવા; ચોથે માસે દશમ એટલે કે દશ ટંકના ઉપવાસ કરવા; પાંચમે માસે દ્વાદશ એટલે કે બાર ટંકના ઉપવાસ કરવા; છઠ્ઠે માસે ચતુર્દશ એટલે કે ચૌદ ટંકના ઉપવાસ કરવા; સાતમે માસે ષોડશ એટલે કે સોળ ટંકના ઉપવાસ કરવા; આઠમે માસે અષ્ટાદશ એટલે કે અઢાર ટંકના ઉપવાસ કરવા; નવમે માસે વિંશતિ એટલે કે વીસ ટંકના ઉપવાસ કરવા; દશમે માસે દ્વાવિંશતિ એટલે કે બાવીશ ટંકના ઉપવાસ કરવા; અગિયારમે માસે ચતુર્વિંશતિ એટલે કે ચોવીસ ટકના ઉપવાસ કરવા, બારમે માસે ષડ્વિંશતિ એટલે કે છવ્વીસ ટકના ઉપવાસ કરવા, તેરમે માસે અષ્ટાવિંશતિ એટલે કે અઠ્ઠાવીસ ટંકના ઉપવાસ કરવા: ચૌદમે માસે ત્રિંશત્ એટલે કે ત્રીસ ટંકના ઉપવાસ કરવા: પંદરમે માસે દ્વાત્રિંશત્ એટલે કે બત્રીસ ટંકના ઉપવાસ કરવા; તથા સોળમે માસે નિરંતર ચોત્રીસ ટંકના ઉપવાસ કરવા. દિવસ અને રાત દરમ્યાન જે રીતે બેસવાનું શરૂઆતમાં જણાવ્યું છે. તે બધે જ કાયમ ગણવું.

નોંધ: આમ આ તપમાં કુલ તેર માસ અને સત્તર દિવસ ઉપવાસના છે, અને ૭૩ દિવસ પારણાના છે. તે

---

૧ દિવસે નિતંબના ભાગ જમીનને ન અડકે તેમ ઉભડક બેસવું; અને રાત્રે વીરાસને બેસવુ એટલે કે સિંહાસન વિના, સિંહાસન ઉપર બેઠો હોય તે રીતે ઊભા રહેવુ.

આ પ્રમાણે. પહેલા માસમાં પંદર દિવસ ઉપવાસના અને પંદર દિવસ પારણાના છે; બીજામાં વીસ ઉપવાસના, અને ૧૦ પારણાના; ત્રીજામાં તે જ પ્રમાણે અનુક્રમે ૨૪ અને ૮, ચોથામાં ૨૪ અને ૬, પાંચમામા ૨૫ અને ૫, છઠ્ઠામાં ૨૪ અને ૪, સાતમામાં ૨૧ અને ૩, આઠમામાં ૨૪ અને ૩, નવમામાં ૨૭ અને ૩, દશમામાં ૩૦ અને ૩, ૧૧મામાં ૩૩ અને ૩, ૧૨મામાં ૨૪ અને ૨; ૧૩મામાં ૨૬ અને ૨, ૧૪મામા ૨૮ અને ૨, ૧૫મામાં ૩૦ અને ૨, અને ૧૬મામા ૩૨ અને ૨. જે માસમાં દિવસો ખૂટતા હોય તે આગળના માસમાંથી ખેંચીને પૂરા કરવા. અર્થાત્ જેમાં ૩૨ દિવસ તપ કરવાનુ કહ્યુ હોય, તે માસની પાસેના માસના બે દિવસો ઉપરના માસમાં ખેચી લેવા, અને જે માસમાં તપ કરતાં વધારે દિવસો હોય તે દિવસો તેની પછીના માસમાં મેળવી દેવા

હવે સ્કંદક મુનિ આ પ્રકારના ઉદાર (આશા વિનાના), વિસ્તીર્ણ, કલ્યાણરૂપ, મંગળરૂપ, શોભાયુક્ત, (સારી રીતે પાળેલું હોવાથી) ઉત્તમ, ઉજ્જવળ, અને મોટા પ્રભાવવાળા તપકર્મથી શુષ્ક થઈ ગયા, ભૂખને પ્રભાવે રૂખા થઈ ગયા, માસરહિત થયા, તથા માત્ર હાડકા અને ચામડાથી જ ઢંકાયેલા રહ્યા. તે ચાલતા ત્યારે શરીરના બધા હાડકા ખડખડતાં હતાં તથા તેમના શરીરની નાડીઓ ઉપર તરી આવી હતી. હવે તે માત્ર પોતાના આત્મબળથી જ ચાલવુ બેસવુ વગેરે ક્રિયાઓ કરી શકતા હતા. તે એટલા બધા દુર્બળ થઈ ગયા હતા કે, બોલી રહ્યા પછી, અને બોલતાં બોલતાં તથા બોલવાનુ કામ પડે ત્યારે પણ ગ્લાનિ પામતા હતા. પાંદડાં,

તલ કે તેવા સૂકા સામાનથી ભરેલી સગડીને કોઈ હમડે ત્યારે જેવો અવાજ થાય, તેવો જ અવાજ તે સ્કંદક મુનિ ચાલતા ત્યારે પણ થતો. તે મુનિ તપથી પુષ્ટ હતા, જોકે માંસ અને લોહીથી ક્ષીણ હતા. તેમ છતાં રાખમાં ભારેલા અગ્નિની જેમ તે તપ અને તેજથી શોભતા હતા.

હવે કોઈ એક દિવસે રાત્રીને પાછલે પહોરે જાગતા જાગતાં તથા ધર્મ વિષે વિચાર કરતાં તે સ્કંદક મુનિના મનમા આ પ્રમાણે સંકલ્પ થયો કે, હુ અનેક પ્રકારના તપકર્મથી દૂબળો થઈ ગયો છુ, બોલતાં બોલતાં પણ થાકી જાઉ છુ, તથા ચાલું છુ ત્યારે પણ સૂકાં લાકડાં વગેરેથી ભરેલી સગડીઓ ઢસડાતી હોય તેવો અવાજ થાય છે. આવી સ્થિતિમા પણ હજુ જ્યાં સુધી મારામાં ઊઠવાની શક્તિ, કર્મ, બળ, વીર્ય અને પુરુષકાર–પરાક્રમ છે, ત્યા સુધી હૂ મારા ધર્માચાર્ય શ્રમણભગવત પાસે જઈને અનશન વ્રત સ્વીકારુ. માટે આવતી કાલે મળસકુ થયા પછી[1] શ્રીરાજગૃહનગરમા પધારેલા મહાવીર ભગવાન પાસે જઈ, તેમની અનુમતિ લઈ, પાંચ મહાવ્રતોને આરોપી, શ્રમણ તથા શ્રમણીઓની ક્ષમા માગી, ઉત્તમ સ્થવિરો સાથે વિપુલ પર્વત ઉપર ધીમે ધીમે

---

૧. મૂળમા 'કામળ કમળ ખીલ્યા પછી, કમલ નામના હરણની આંખો ઊઘડયા પછી, નિર્મળ પ્રભાત થયા પછી, અને રાતા અશોક જેવા પ્રકાશવાળો; કેસુડા, પોપટની ચાંચ અને ચણોઠીના અડધા ભાગ જેવો લાલ; કમળના સમૂહવાળા વનખંડોને વિકસાવનારો; હજાર કિરણોવાળો તથા તેજથી જળહળતો સૂર્ય ઊગ્યા પછી,' એટલુ વધારે છે.

ચડી, મેઘના સમૂહ જેવા વર્ણવાળી અને દેવોને ઊતરવાના ઠેકાણારૂપ કાળી શિલાને જોઈ-તપાસી, તેના ઉપર ડાભનો સંથારો પાથરી, ખાનપાનનો ત્યાગ કરી, સંલેખના[૧] વ્રત સ્વીકારી, તથા મૃત્યુની કાંક્ષા તજી, હું વૃક્ષની પેઠે સ્થિર થાઉં.

તે પ્રમાણે મહાવીર ભગવાનની અનુમતિ મેળવીને તે સ્કંદક મુનિ વિપુલ પર્વત ઉપર ધીરે ધીરે ચડ્યા અને કાળી શિલાનો ભાગ જોઈ-તપાસી, પાસે મલમૂત્રનાં સ્થાનો જોઈ-તપાસી,[૨] તેના ઉપર ડાભનો સંથારો પાથરી, પૂર્વ દિશામાં મુખ રાખી, પર્યંકાસને (પદ્માસને) બેસી, દશે નખ સહિત બને હાથ ભેગા કરી, તથા માથા સાથે અડકાડી, આ પ્રમાણે બોલ્યા

"અરિહંતભગવંતો, સિદ્ધો વગેરેને નમસ્કાર ! તથા અચળસ્થાનને પામવાની ઇચ્છાવાળા શ્રમણભગવંત મહાવીરને નમસ્કાર ! ત્યાં રહેલા શ્રમણભગવંત મહાવીરને અહીં રહેલો હું વંદું છું. ત્યાં રહેલા શ્રમણભગવંત મહાવીર અહીં રહેલા મને જુઓ. મેં પહેલાં પણ શ્રમણભગવંત મહાવીરની પાસે 'કોઈ પણ જીવનો વિનાશ ન કરવો, તથા કોઈ પણ પ્રકારે કોઈને દુઃખ ન દેવું' એવો નિયમ જિંદગી ટકે ત્યાં સુધી લીધો હતો, તેમ જ તે તથા બીજા પણ નિયમો લીધા હતા, 'વસ્તુનું જ્ઞાન જેવી વસ્તુ હોય તેવું જ કરવું, પણ તેથી જુદું કે ઊલટું ન કરવું' એવો નિયમ પણ જીવું ત્યાં સુધી

---

૧. શરીર અને કષાયોને અનાહારથી કૃશ કરવારૂપી તપ.

૨. પાદપોપગમન અવસ્થા સ્વીકાર્યા પહેલાં લઘુશંકા વગેરેની જરૂર રહે છે; તે માટે. પછી તો હાલવાચાલવાનું હોતું જ નથી.

પાળવાનો નિર્ણય કર્યો હતો. અત્યારે પણ શ્રમણભગવાન મહાવીર પાસે તે બધા નિયમો લઉં છું. તથા સર્વ પ્રકારની ખાવાની વસ્તુનો, સર્વ પ્રકારની પીવાની વસ્તુનો. સર્વ પ્રકારનાં મેવા–મીઠાઈનો, અને સર્વ પ્રકારના મશાલા–મુખવાસનો એમ ચારે જાતના આહારનો જ્યાં સુધી જીવું ત્યાં સુધી ત્યાગ કરું છું. વળી દુઃખ દેવાને અયોગ્ય. ઇષ્ટ, કાંત અને પ્રિય એવું જે મારું શરીર છે, તેને પણ હું મારા છેલ્લા શ્વાસોચ્છ્વાસે ત્યાગી દઈશ." આ પ્રમાણે તેમણે ખાનપાનનો ત્યાગ કરી, ઝાડની પેઠે સ્થિર રહી, મૃત્યુની આકાંક્ષા કર્યા વિના રહેવા માંડ્યું.

આ પ્રમાણે સ્કંદક મુનિ ૬૦ ટંક ખાધા વિના વીતાવી, પોતે કરેલા દોષોની કબૂલાત (આલોચના) અને પ્રતિક્રમણ કરી. સમાધિ પ્રાપ્ત કરી, મરણ પામ્યા. પછી તેમને મરણ પામેલા જાણી પેલા સ્થવિર ભગવંતોએ તેમના પરિનિર્વાણ નિમિત્તે ધ્યાન (કાયોત્સર્ગ) કર્યું: તથા તેમના વસ્ત્રો અને પાત્રો લઈ તેઓ શ્રીમહાવીર ભગવાન પાસે આવ્યા અને શ્રીસ્કંદકમુનિના[1] મરણની વાત કરી, તેમના વસ્ત્રપાત્રો તેમને નિવેદિત કર્યાં.

પછી, 'હે ભગવન્' એમ કહી ભગવાન ગૌતમે શ્રમણભગવાન મહાવીરને વંદન કરી આ પ્રમાણે પૂછ્યું:

---

૧ અહીં મૂળમાં તેમના આટલાં વિશેષણ આપ્યાં છે સ્વભાવે ભદ્ર, વિનયી, શાંત, ઓછા ક્રોધ-માન-માયા-લોભવાળા, અત્યંત નિરભિમાની, ગુરુની ઓથે રહેનારા, કોઈને ન સંતાપનારા અને ગુરુભક્ત.

"આપના શિષ્ય સ્કંદક મરણ પામી ક્યાં ગયા છે, અને ક્યાં ઉત્પન્ન થયા છે?"

ત્યારે, 'હે ગૌતમ!' એમ કહી તેમણે જવાબ આપ્યો, "તે સાધુ અચ્યુતકલ્પમાં દેવપણે ઉત્પન્ન થયા છે, તે કલ્પમાં કેટલાક દેવોનું ૨૨ સાગરોપમનું આયુષ્ય છે. સ્કંદક દેવનું પણ તેટલું જ છે તે ભવનો ક્ષય થયા પછી તે દેવ ત્યાંથી ચ્યુત થઈ મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધ થશે, બુદ્ધ થશે, મુક્ત થશે, પરિનિર્વાણ પામશે અને સર્વ દુઃખોનો વિનાશ કરશે.

—શતક ૨, ઉદ્દે૦ ૧

## ૨

# દેવરાજ ઈશાનેંદ્ર

'સૂર્યચંદ્રાદિ જ્યોતિષ્ક દેવોના ચક્રની ઉપર અસંખ્યાત યોજન ચડયા પછી, સૌધર્મ, ઐશાન આદિ બાર સ્વર્ગલોક છે. તે એકએકથી ઉપર આવેલા છે. ઐશાન કલ્પ અનુક્રમમાં બીજો છે. ઐશાન કલ્પનો ઇંદ્ર ઈશાન કહેવાય છે.'

એક વખત પોતાની સુધર્મા નામની સભામાં, ઈશાન નામના સિંહાસન ઉપર, દેવેંદ્ર દેવરાજ ઈશાન પોતાના પરિવાર સાથે બેઠો હતો. ત્યાં તેણે પોતાના અવધિજ્ઞાનથી રાજગૃહ નગરમાં પધારેલ મહાવીર ભગવાનને જોયા. તેમને જોઈ, તે એકાએક પોતાના આસન ઉપરથી ઊભો થઈ ગયો, અને સાત આઠ પગલાં તીર્થંકરની સામો ગયો. પછી કપાળે હાથ જોડી તેણે તેમને વંદન કર્યું ત્યારબાદ પોતાના આભિયોગિક[1] દેવોને બોલાવીને તેણે કહ્યું કે, હે દેવો ! તમે

---

૧. તે સેવક જેવા હોય છે.

રાજગૃહ નગરમાં જાઓ અને ભગવાન મહાવીરને વંદનાદિ કરી, એક યોજન જેટલુ વિશાળ ક્ષેત્ર સાફ કરો; તથા મને તરત ખબર આપો. તેમણે તેમ કર્યાં બાદ ઈશાનેંદે પોતાના સેનાપતિને કહ્યુ કે, તુ ઘંટ વગાડીને બધા દેવ–દેવીને ખબર આપ કે 'ઈશાનેંદ્ર મહાવીર ભગવાનને વંદન કરવા જાય છે, માટે તમે જલદી તમારા ઐશ્વર્ય સહિત તૈયાર થઈને તેની પાસે જાઓ.' પછી તે બધાથી વીંટળાઈને એક લાખ યોજનના પ્રમાણવાળા વિમાનમાં બેસી તે ઇંદ્ર મહાવીરને વંદન કરવા નીકળ્યો. રસ્તામાં નંદીશ્વર દ્વીપમાં તેણે પોતાનુ મોટું વિમાન ટૂંકું કર્યું. પછી તે રાજગૃહ નગરમાં ગયો. ત્યાં તેણે ભગવંતને ત્રણ પ્રદક્ષિણાઓ કરી. પછી, પોતાના વિમાનને જમીનથી ચાર આંગળ ઊંચું રાખી, ભગવંતની પાસે જઈ, તે તેમની પર્યુપાસના કરવા લાગ્યો.

ત્યારબાદ ભગવાનની પાસે ધર્મ સાંભળી, તે ઇંદ્ર આ પ્રમાણે બોલ્યો: 'હે ભગવન્! તમે તો બધું જાણો છો અને જુઓ છો. માત્ર ગૌતમાદિ મહર્ષિઓને હું દિવ્ય નાટયવિધિ દેખાડવા ઇચ્છું છુ.' એમ કહી, તેણે ત્યાં એક દિવ્ય મંડપ ખડો કર્યો. તેની વચ્ચે મણિપીઠિકા અને સિંહાસન પણ રચ્યુ. પછી ભગવાનને પ્રણામ કરી તે ઇંદ્ર તે સિંહાસન ઉપર બેઠો. પછી તેના જમણા હાથમાંથી ૧૦૮ દેવકુમારો નીકળ્યા, અને ડાબા હાથમાંથી ૧૦૮ દેવકુમારીઓ નીકળી. પછી અનેક જાતનાં વાજિંત્ર અને ગીતોના શબ્દથી તેણે બત્રીશ[૧] જાતનું નાટક ગૌતમાદિને દેખાડયું. ત્યાર બાદ પોતાની

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧.

બધી ઋદ્ધિને સંકેલી લઈ, પોતે જ્યાંથી આવ્યો હતો ત્યાં તે પાછો ચાલ્યો ગયો.

પછી ગૌતમે ભગવાનને પ્રશ્ન પૂછ્યો : હે ભગવન્ ! દેવરાજ ઈશાને આ બધી દિવ્ય ઋદ્ધિ, દિવ્ય દેવકાંતિ અને દિવ્ય દેવપ્રભાવ શી રીતે પ્રાપ્ત કર્યો ? તે પૂર્વભવમાં કોણ હતો ? તેણે શું સાંભળ્યુ હતું, શુ દીધુ હતુ, શું ખાધુ હતુ, શુ આચર્યું હતુ, તથા કયા શ્રમણ યા બ્રાહ્મણ પાસે એવુ એક પણ કયુ આર્ય અને ધાર્મિક વચન સાંભળીને અવધાર્યું હતું, કે જેને લઈને તેને આ બધુ પ્રાપ્ત થયુ ?

મ૦—હે ગૌતમ ! તામ્રલિપ્તી[1] નામની નગરીમા તામલી નામનો મૌર્યવંશી ગૃહસ્થ રહેતો હતો તે અતિ ધર્મસંપન્ન હતો. એક વખત તેને રાત્રીના આગળના અને પાછળના ભાગમાં—મધરાતે—જાગતાં જાગતાં કુટુંબની ચિંતા કરતાં એવા પ્રકારનો સંકલ્પ ઉત્પન્ન થયો કે, પૂર્વે કરેલા, સારી રીતે આચરેલાં, સુપરાક્રમયુક્ત, શુભ અને કલ્યાણરૂપ મારાં કર્મોનો કલ્યાણફળરૂપ પ્રભાવ હજુ સુધી જાગતો છે કે જેથી મારે ઘેર હિરણ્ય (રૂપુ), સુવર્ણ, ધન,[2] ધાન્ય, પુત્ર, પશુ વગેરે પુષ્કળ વધતાં જાય છે. તો શું હું

---

૧. મહાવીરના સમયમાં તે બંગાળ દેશની મુખ્ય રાજધાની તરીકે જાણીતી હતી.

૨. ધનના ચાર પ્રકાર: ગણિમ (ગણવા લાયક: જાયફળ સોપારી વગેરે); ધરિમ (ધરી રાખવા લાયક—કંકુ, ગોળ વગેરે); મેય [માપવા લાયક: ચોપ્પટ (?), લવણ વગેરે]; અને પરિચ્છેદ્ય (એટલે પહેરવા લાયક: રત્નો, વસ્ત્રો વગેરે).

તેઓ જે પુદ્ગલોને રોમાહારપણે ગ્રહે છે, તે બધાં સંપૂર્ણપણે ખાવામાં આવે છે, અને જે પુદ્ગલો પ્રક્ષેપાહારપણે લેવામાં આવે છે, તેમાંનો અસંખ્ય ભાગ ખાવામાં આવે છે, અને બીજા અનેક હજાર ભાગો ચખાયા વિના તેમ જ સ્પર્શાયા વિના જ નાશ પામે છે. તેમાં નહી સ્પર્શાયેલા પુદ્ગલો ચખાયેલા કરતા અનંતગણા છે

ત્રણઇંદ્રિયવાળાની વધારેમાં વધારે સ્થિતિ ૪૯ રાત્રીદિવસ, તથા ચાર ઇંદ્રિયવાળાની ૭ માસની છે. બાકી બધુ પૂર્વ પ્રમાણે.

પંચેંદ્રિય તિર્યંચોની વધારેમાં વધારે સ્થિતિ ત્રણ પલ્યોપમ છે તેઓનો ઉચ્છ્વાસ વિમાત્રાએ છે. તેઓનો આભોગ૦ આહાર ઓછામાં ઓછો અંતર્મુહૂર્તે અને વધારેમાં વધારે છ ટંકે – બે દિવસ ગયા પછી – હોય છે. તે પ્રમાણે મનુષ્યોનુ જાણવુ, પણ આહાર ઓછામાં ઓછો અંતર્મુહૂર્તે અને વધારેમાં વધારે આઠ ટંકે – ત્રણ દિવસ ગયા પછી હોય છે.

વાનવ્યંતરોની ઓછામા ઓછી સ્થિતિ દશહજાર વર્ષની, અને વધારેમા વધારે પલ્યોપમની છે બાકી બધુ નાગકુમારોની પેઠે જાણવુ. એ પ્રમાણે જ્યોતિષ્ક દેવોનુ પણ જાણવુ. પણ તેમને ઓછામાં ઓછુ અને વધારેમાં વધારે બેથી નવ મુહૂર્ત પછી શ્વાસોચ્છ્વાસ હોય છે. અને આહાર ઓછામાં ઓછો અને વધારેમાં વધારે બેથી નવ દિવસ પછી હોય છે. તેઓની ઓછામાં ઓછી સ્થિતિ

પલ્યોપમના આઠમા ભાગની, અને વધારેમાં વધારે પલ્યોપમ ઉપરાંત એક લાખ વર્ષની છે.

વૈમાનિકોની સ્થિતિ પલ્યોપમથી આરંભી તેત્રીસ સાગરોપમ સુધી જાણવી. તેમાં ઓછામાં ઓછી સૌધર્મને આશરીને અને વધારેમાં વધારે અનુત્તર વિમાનવાસીઓને આશરીને સમજવી. ઉચ્છ્વાસનું પણ ઓછામાં ઓછું પ્રમાણ ઓછી સ્થિતિવાળાઓને આશરીને અને વધારેમાં વધારે પ્રમાણ વધારે સ્થિતિવાળાને આશરીને જાણવું. વૈમાનિકોમાં જેની જેટલા સાગરોપમની સ્થિતિ હોય, તેટલા પખવાડિયે તેમનો ઉચ્છ્વાસ અને તેટલા હજાર વર્ષે આહાર સમજવો.[1]

—શતક ૧, ઉદ્દે૦ ૧

---

૧. ઓછામા ઓછો બેથી નવ દિવસ પછી અને વધારેમાં વધારે તેત્રીસ હજાર વર્ષ પછી. [પ્રથમ આંકડા ઓછામાં ઓછાના. અને પછીના વધારેમા વધારેના એમ ગણતાં: સૌધર્મ બેથી નવ દિવસ–બે હજાર વર્ષ; ઇશાન તેનાથી થોડો વધારે સમય બંનેમા; સનત્કુમાર બે હજાર વર્ષ–સાત હજાર વર્ષ; માહેંદ્ર તેથી થોડો વધારે સમય; (હવે પછીના બધા આંકડા તેટલા હજાર વર્ષના ગણવા). બ્રહ્મલોક ૭–૧૦; લાંતક ૧૦–૧૪; મહાશુક્ર ૧૪–૧૭, સહસ્રાર ૧૭–૧૮; આનત ૧૮–૧૯; પ્રાણત ૧૯–૨૦; આરણ ૨૦–૨૧; અચ્યુત ૨૧–૨૨; ગ્રૈવેયકની ત્રણ ત્રિકો અનુક્રમે ૨૨–૨૩, ૨૩–૨૪, ૨૪–૨૫, ૨૫–૨૬, ૨૬–૨૭, ૨૭–૨૮, ૨૮–૨૯, ૨૯–૩૦, ૩૦–૩૧; વિજયથી માંડી અપરાજિત ૩૧–૩૩; અને સર્વાર્થસિદ્ધ ૩૩–૩૩.]

આહાર વિષે બીજી કેટલીક વિગતો આ પ્રમાણે છે.

વર્તમાન ભાવની અપેક્ષાએ નૈરયિકો પાંચ ઇંદ્રિયવાળા જીવોનાં શરીરો જ ખાય છે. તેવું સ્તનિતકુમારો સુધી જાણવું. પૃથ્વીકાયિકો એકેંદ્રિયનાં શરીરો ખાય છે એમ બે ઇંદ્રિયવાળા બે ઇંદ્રિયજીવોનાં. ત્રણ ઇંદ્રિયોવાળા ત્રણ ઇંદ્રિયવાળા જીવોનાં અને ચાર ઇંદ્રિયવાળા ચાર ઇંદ્રિયવાળા જીવોનાં શરીરને ખાય છે જે જીવ જેટલી ઇંદ્રિયોનો ધણી હોય, તેટલી ઇંદ્રિયવાળા જીવોના શરીર ખાય છે. તે પ્રમાણે વૈમાનિક સુધી જાણવું.

નૈરયિકો રોમાહારવાળા જ છે, પ્રક્ષેપાહારવાળા નથી. એ પ્રમાણે એક ઇંદ્રિયવાળા જીવો અને બધા દેવો વિષે પણ સમજવુ. બે ઇંદ્રિયવાળા જીવોથી માંડીને મનુષ્ય પર્યંતના રોમાહાર તેમ જ પ્રક્ષેપાહાર કરનારા છે

આહારીના વળી બે પ્રકાર છે ઓજાહારી એટલે આખા શરીર દ્વારા થઈ શકે તેવો આહાર કરનારા. અને મનોભક્ષી.

નૈરયિકો ઓજાહારી છે; એ પ્રમાણે બધા ઔદારિક શરીરધારી માટે સમજવુ. વૈમાનિક સુધીના બધા દેવો ઓજાહારી છે તેમ જ મનોભક્ષી પણ છે. જેઓ મનોભક્ષી દેવો છે. તેઓને 'અમે મનોભક્ષણ કરવાને ઇચ્છીએ છીએ' એવી ઇચ્છા થતાં જ તે દેવોને ઇષ્ટ અને પ્રિય પુદ્ગલો તે દેવોના ભક્ષણરૂપે આવે છે. એ રીતે મનોભક્ષણ કર્યાં બાદ તેમનુ ઇચ્છામન ચાલ્યુ જાય છે.

પ્રજ્ઞાપના પૃ. ૪૯૮–૫૧૧

૪

રત્નપ્રભા પૃથ્વીમાં નાનામાં નાનુ શરીર આંગળના અસંખ્યેય ભાગ જેટલું છે. અને વધારેમાં વધારે સાત ધનુષ ત્રણ હાથ અને છ આંગળ છે. ત્યાંના નારકોને ત્રણ શરીર કહ્યાં છે· વૈક્રિય, તૈજસ અને કાર્મણ. તેઓનાં શરીર સંહનન–બાંધા વિનાનાં છે: તેમના શરીરમાં હાડકાં, શિરા અને સ્નાયુ નથી. તેમના શરીરનાં પુદ્‌ગલો અનિષ્ટ, અકાંત, અપ્રિય. અશુભ વગેરે છે. તેમનાં શરીરો બે પ્રકારનાં છે: ભવધારણીય–જ્યાં સુધી જીવે ત્યાં સુધી રહેનારાં; અને ઉત્તરવૈક્રિય. તે બંને પ્રકારનાં શરીરો હુંડ સંસ્થાન (આકૃતિ)[1]વાળાં છે.

તેમની લેશ્યા કાપોત છે. તેઓ સમ્યગ્દૃષ્ટિ. મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્મિથ્યાદૃષ્ટિ છે. તેમાં જેઓ જ્ઞાની છે. તેઓને ત્રણ જ્ઞાન નિયમપૂર્વક[2] હોય છે, અને જેઓ અજ્ઞાની છે. તેઓને ત્રણ અજ્ઞાન[3] વિકલ્પે હોય છે. તેઓને મન-વાણી-કાયા ત્રણેના વ્યાપારો છે.

---

૧. સર્વ અંગોપાંગ કુલક્ષણ–હીનાધિક હોય તે હુંડ સંસ્થાન કહેવાય. જુઓ 'અંતિમ ઉપદેશ' પા. ૧૩૦

૨. જેઓ સમ્યક્ત્વસહિત ઉત્પન્ન થાય છે, તેઓને જન્મ-કાળથી માંડીને ભવપ્રત્યય અવધિજ્ઞાન હોય

૩ જેઓ સંજ્ઞીઓથી ઉત્પન્ન થયેલા હોય છે, તેઓને ભવપ્રત્યય વિભંગ હોવાથી તેઓ ત્રણ અજ્ઞાનવાળા હોય છે, અને જેઓ અસંજ્ઞીઓથી ઉત્પન્ન થયેલા હોય છે તેઓને જન્મ લીધા પછી પ્રથમ અંતર્મુહૂર્ત વીત્યા બાદ વિભંગજ્ઞાન ઉપજે છે; માટે તેઓને પહેલાં તો બે અજ્ઞાન હોય છે, અને પછી ત્રણ.

એમ સાથે પૃથ્વીઓમાં જાણવું. માત્ર લેશ્યામા ભેદ છે પહેલી અને બીજીમાં કાપોત લેશ્યા છે, ત્રીજીમાં મિશ્ર (કાપોત–નીલ) છે, ચોથીમાં નીલ છે, પાંચમીમાં મિશ્ર (નીલ–કૃષ્ણ) છે, છઠ્ઠીમાં કૃષ્ણ છે, અને સાતમીમાં પરમ-કૃષ્ણ છે

અસુરકુમારોના કષાયો ક્રોધ, માન, માયા, લોભ એમ ન ગણવા, પણ લોભ, માયા, માન અને ક્રોધ એ પ્રકારે ગણવા તેમના શરીર પણ સહનન વિનાનાં છે. તેમના શરીરનાં પુદ્ગલો ઇષ્ટ અને સુદર હોય છે. તેમનુ શરીર સમચોરસ સસ્થાનવાળુ છે. તેઓને કૃષ્ણ, નીલ, કાપોત અને તેજો-લેશ્યા એમ ચાર લેશ્યા છે.

પૃથ્વીકાયિકોને ત્રણ શરીર ગણવાં· ઔદારિક, તૈજસ અને કાર્મણ તેમના શરીર પણ સંહનન વિનાનાં છે. તેમના શરીરનાં પુદ્ગલો સારાં અને નરસા બને કહેવાં. તેમને એ પ્રકારનુ શરીર ન કહેવુ. તેમને ચાર લેશ્યાઓ કહેવી તેઓને મિથ્યાદૃષ્ટિ જ જાણવા તેઓને પ્રથમ બે અજ્ઞાન જ હોય, તથા કાયયોગ જ હોય.

અપ્કાયિકોમાં પણ પૃથ્વીકાયિકોની પેઠે કોઈ દેવ કે દેવો દેવલોકથી ચ્યવીને ઉત્પન્ન થાય છે, ત્યારે તેઓમાં તેજોલેશ્યા પણ હોય છે એટલે ચારે લેશ્યા ગણવી બાકી બધુ પૃથ્વીકાયિક પેઠે જાણવુ. તેજસ્કાયિકમાં દેવો ઉત્પન્ન નથી થતા, એટલે તેજોલેશ્યા ન કહેવી વાયુકાયમાં ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ એમ ચાર

શરીર કહેવાં. વનસ્પતિકાયિકો પૃથ્વીકાયિકોની પેઠે જ જાણવા.

બે ઇંદ્રિયથી માંડીને ચાર ઇંદ્રિયો સુધીના વિકલેંદ્રિયને સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ એમ બે દૃષ્ટિ કહેવી,[1] અને (સમ્યક્ત્વ હોવાને કારણે જ) મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પણ કહેવાં, તથા બે અજ્ઞાન પણ કહેવાં. તેમને વચનયોગ અને કાયયોગ એમ બે યોગ જાણવા. તેજોલેશ્યા અહીં ન કહેવી.

પચેંદ્રિય તિર્યંચોને પણ નૈરયિકોની પેઠે કહેવા. તેમનાં શરીર ચાર કહેવાં: ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ. તેમને છ સંહનન કહેવાં; અને છયે સંસ્થાન કહેવાં. તેઓને લેશ્યા પણ છયે કહેવી.

મનુષ્યોને ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ એમ પાંચ શરીર કહેવાં, છયે સંહનન કહેવાં; છયે સંસ્થાન કહેવાં, પાંચે જ્ઞાન કહેવાં, છયે લેશ્યાઓ કહેવી.

ભવનવાસીની પેઠે વાનવ્યંતર, જ્યોતિષિક અને વૈમાનિક જાણવા. વ્યંતરોની બાબતમાં જ લોભને આદિમાં મૂકવો, બાકીનામાં નહિ. જ્યોતિષ્કોને એક તેજોલેશ્યા જ કહેવી, ત્રણ જ્ઞાન કહેવાં અને ત્રણ અજ્ઞાન કહેવાં[2]

---

૧. આસ્વાદનભાવે અહીં સમ્યક્ત્વ સંભવે છે.

૨. કારણકે ત્યાં અસંજ્ઞી જીવોનો ઉત્પાદ નથી, માટે અપર્યાપ્તાવસ્થામાં પણ વિભંગજ્ઞાન હોય છે.

વૈમાનિકોની બાબતમાં તેજોલેશ્યાથી માંડીને ત્રણ લેશ્યાઓ કહેવી. બાકી ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન કહેવાં.

—શતક ૧, ઉદ્દે૦ ૫

નૈરયિકો આરંભવાળા છે, અને પરિગ્રહવાળા છે. કારણકે, તેઓ પૃથ્વીકાયથી માંડીને ત્રસકાયનો સમારંભ કરે છે, તેઓએ શરીર, કર્મો, તથા સચિત્ત, અચિત્ત અને મિશ્ર દ્રવ્યો પરિગૃહીત કર્યાં છે અસુરકુમારો પણ તેવા જ છે, તેઓએ તો ઉપરાંતમાં દેવો, દેવીઓ, આસન અને શયન વગેરે પરિગૃહીત કર્યાં છે.

નૈરયિકોની પેઠે એકેંદ્રિયોનું જાણવું. તેઓએ પ્રત્યાખ્યાન ન કરેલું હોવાથી તેઓને પરિગ્રહી ગણવા. બેઇંદ્રિયથી માંડીને ચતુરિંદ્રિય સુધીનું પણ તેમ જ જાણવું. પંચેંદ્રિયોએ પર્વતો, શિખરો, જલ, સ્થલ, બિલ, ગુહા, ઝરા, જલસ્થાન, ક્યારા, કૂવા, તળાવ, ઉદ્યાન, વન, વૃક્ષ, દેવકુલ, આશ્રમ. પરબ, સ્તૂપ, ખાઈ, કિલ્લા, દેવભુવન, રાજભુવન, સામાન્ય ઘર, હાટ, શૃંગાટક ( સિંગોડાના આકારનો ) માર્ગ, ત્રિકમાર્ગ. ચતુષ્કમાર્ગ, ચત્વર ( જ્યા સર્વ રસ્તા ભેગા થાય તે ), શકટ, યાન, અંબાડી, ઘોડાના પલાણ, ડોળી, મેના, સુખપાલ લોઢી, લોઢાના કડાયાં, ભવનપતિના નિવાસો, દેવ, મનુષ્યો તિર્યંચો અને આસન–શયનાદિ પરિગૃહીત કર્યાં છે. તેમ જ મનુષ્યો જાણવા વાનવ્યંતરો જ્યોતિષ્કો અને વૈમાનિકોને ભવનવાસીઓની જેમ જાણવા.

—શતક ૫ ઉદ્દે૦ ૭.

૧

## સામાન્ય કથન

૧

ગૌ૦—હે ભગવન્! સાતે નરકપૃથ્વીઓમાં નારકીનાં રહેઠાણો કેટલાં કહ્યાં છે?

મ૦—હે ગૌતમ! સાત નરકભૂમિઓમાં નારકીનાં રહેઠાણોની સંખ્યા નીચે મુજબ છે: પહેલીમાં ત્રીસ લાખ, બીજીમા પચીસ લાખ, ત્રીજીમાં પંદર લાખ, ૪થીમાં દસ લાખ, પાચમીમાં ત્રણ લાખ, છઠ્ઠીમાં નવ્વાણુ હજાર, નવસે પંચાણુ, અને સાતમીમાં પાંચ જ છે.

—શતક ૧, ઉદ્દે૦ ૫

બધા નૈરયિકો સરખા આહાર, શરીર ઇત્યાદિવાળા નથી. જે મોટા શરીરવાળા[૧] છે તે ઘણા પુદ્ગલોનો

---

૧. મોટામાં મોટું પાચસેં ધનુષ, અને ઓછામાં ઓછુ આગળના અસંખ્ય ભાગ જેટલું. વૈક્રિય શરીર મોટામા મોટું એક હજાર ધનુષનું.

આહાર કરે છે, ઘણો ઉચ્છ્વાસ નિ:શ્વાસ લે છે, અને તે બધું વારંવાર કરે છે. નાના શરીરવાળાનું તેથી ઊલટું જાણવું. જે નૈરયિકો પૂર્વે ઉત્પન્ન થયેલા છે, તેઓ અલ્પ કર્મવાળા છે, કારણકે તેમણે પોતાનાં આયુષ વગેરે કર્મોનો મોટો ભાગ અનુભવી લીધો છે, અને જે નવા ઉત્પન્ન થયા છે, તે વધારે કર્મવાળા છે. તે જ રીતે જેઓ પૂર્વે ઉત્પન્ન થયા છે, તે વિશુદ્ધ વર્ણવાળા છે, અને પછી ઉત્પન્ન થયેલા અવિશુદ્ધ વર્ણવાળા છે. તેવું જ લેશ્યાનું પણ જાણવું. વેદનાની બાબતમાં, જે સંજ્ઞિભૂત છે, તે મોટી વેદનાવાળા છે, કારણ કે તેમને પસ્તાવો થાય છે. અને અસંજ્ઞિભૂત ઓછી વેદના વાળા છે. વળી તેઓમાં જે સમ્યગ્દૃષ્ટિ છે, તેઓને મિથ્યાદૃષ્ટિપ્રત્યયા* સિવાયની બીજી આરંભિકી આદિ ચારે ક્રિયા હોય છે, અને મિથ્યાદૃષ્ટિને પાંચે હોય છે.

—શતક ૧, ઉદ્દે૦ ૨

૨

ગૌ૦—હે ભગવન્! નૈરયિકો ભારે (ગુરુ) છે કે હળવા (લઘુ) છે, ભારે-હળવા (ગુરુલઘુ) છે કે (અગુરુલઘુ) નહીં ભારે–નહીં હળવા છે?

મ૦—હે ગૌતમ! તેઓ ગુરુ-લઘુ છે, તથા અગુરુલઘુ છે. કારણકે વૈક્રિય અને તૈજસ શરીરની અપેક્ષાએ તેઓ ગુરુલઘુ છે, અને જીવ તથા કર્મની અપેક્ષાએ અગુરુલઘુ છે

—શતક ૧, ઉદ્દે૦ ૯

* જુઓ આગળ પા. ૧૦૭

ગૌ૦—હે ભગવન્! નરકગતિ કેટલા કાળ સુધી ઉપપાત વિનાની કહી છે? [અર્થાત્ કોઈ નવો નારકી ન ઊપજે એવુ કેટલો સમય બને?]

મ૦—હે ગૌતમ! ઓછામાં ઓછો એક સમય, અને વધારેમા વધારે બાર મુહૂર્ત. તેવુ જ પંચેદ્રિય તિર્યંચ ગતિમાં, મનુષ્યગતિમા અને દેવગતિમાં જાણવુ રત્નપ્રભાદિ સાત પૃથ્વીઓમાં ઉત્પાદ-વિરહકાળ અનુક્રમે આ પ્રમાણે છે: ૨૪ મુહૂર્ત, સાત અહોરાત્ર, ૫દર અહોરાત્ર, એક માસ, બે માસ, ચાર માસ અને છ માસ. ઓછામાં ઓછો ઉત્પાદવિરહ એક સમયનો છે. એ પ્રમાણે ઉદ્દર્તનાના વિરહ સંબધી પણ જાણવુ. અને સખ્યા એક-બે-ત્રણ-સખ્યેય અને અસખ્યેય જીવો એક સમયે ઊપજે છે, ચ્યવે છે અને ઉદ્દર્તે છે

તિર્યંચગતિમાં, વિકલેંદ્રિયો અને સમૂર્છિમોનો વધારેમાં વધારે વિરહકાળ ભિન્ન મુહૂર્તનો છે, અને ગર્ભજ જીવોનો બાર મુહૂર્તનો છે, એ બધાનો ઓછામાં ઓછો વિરહકાળ એક સમયનો છે. એક ઇદ્રિયવાળા જીવોનો વિરહકાળ જ નથી. મનુષ્યગતિમા ગર્ભજોનો વધારેમાં વધારે વિરહકાળ બાર મુહૂર્તનો છે, અને સંમૂર્છિમનો ૨૪ મુહૂર્તનો છે. બનેનો ઓછામા ઓછો વિરહકાળ એક સમયનો છે

દેવગતિમાં ભવનપતિ, વાનવ્યતર, જ્યોતિષિક, સૌધર્મ અને ઈશાન એ પાચેમાં વધારે વિરહકાલ ૨૪ મુહૂર્તનો છે. અને ઓછો એક સમયનો છે. એ પ્રમાણે ત્રીજા સ્વર્ગમાં નવ દિવસ અને વીસ મુહૂર્ત, ચોથામાં બાર દિવસ અને દશ મુહૂર્ત, પાંચમામાં સાડીવીસ દિવસ, છઠ્ઠામાં ૪૫ દિવસ,

સાતમામાં ૮૦ દિવસ, આઠમામાં સો દિવસ, અને નવમા-દશમામાં એક વર્ષની અંદર, તથા ૧૧-૧૨ માં સો વર્ષની અંદર–એટલો કાળ જાણવો.

નીચલા ગ્રૈવેયકમાં સંખ્યેય સો વર્ષ, વચલામાં સંખ્યેય હજાર વર્ષ, અને ઉપલામાં સંખ્યેય લાખ વર્ષ છે. વિજય વગેરેમાં વધારેમાં વધારે પલ્મોપમનો અસંખ્ય ભાગ, અને એ બધામાં ઓછામાં ઓછો એક સમયનો વિરહકાળ જાણવો.

ઉદ્વર્તનાકાળ પણ એ જ પ્રમાણે જાણવો,

સિદ્ધગતિમાં ઉપપાત-વિરહકાળ ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે છ માસ જાણવો. ત્યાંનો ઉદ્વર્તના કાળ છે જ નહી, કારણ કે ત્યાં ગયા પછી મરણ હોતું નથી.

—શતક ૧, ઉદ્દે૦ ૧૦

નૈરયિકો સાંતર તેમ જ નિરંતર ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે સ્તનિતકુમારો સુધી જાણવું. પૃથ્વીકાયિકો નિરંતર ઉત્પન્ન થાય છે. એમ વનસ્પતિકાયિક સુધી જાણવું. એ-કેન્દ્રિયોથી માંડીને વૈમાનિકો સુધીના નૈરયિકોની પેઠે જાણવા. એવું જ ચ્યવન વિષે જાણવું.

—શતક ૯, ઉદ્દે૦ ૩૨

નારકો નરકગતિમાં એક સમય, બે સમય. અને ત્રણ સમયની ગતિ વડે ઉત્પન્ન થાય છે. તેમાં ઋજુગતિ એક સમયની હોય છે, અને વિગ્રહગતિ બે અથવા ત્રણ સમયની હોય છે. હાથ પસારતાં, મૂઠી ઉઘાડતાં કે આંખ મીચતાં-

ઉઘાડતાંમા તો અસખ્ય સમય વીતી જાય છે. તેની અપેક્ષાએ આ ત્રણ સમયની ગતિ તો કેટલી બધી શીઘ્ર કહેવાય? એકેદ્રિય જીવને વધારેમાં વધારે ચાર સમયની વિગ્રહગતિ હોય છે. બાકી બધાને નૈરયિકોની પેઠે જાણવુ.

—શતક ૧૪, ઉદ્દે૦ ૧

ગૌ૦—હે ભગવન્! નારક અગ્નિકાયના મધ્યમા થઈને જાય?

મ૦—હે ગૌતમ! નારક બે પ્રકારના છે ૧ વિગ્રહ-ગતિને પ્રાપ્ત થયેલા, અને ૨ ઉત્પત્તિક્ષેત્રને પ્રાપ્ત થયેલા. તેમાં જે વિગ્રહગ.તને પ્રાપ્ત થયેલા છે, તે અગ્નિકાયની મધ્યમાં થઈને જાય, પણ તેને અગ્નિરૂપ શસ્ત્ર અસર કરતું નથી. ઉત્પત્તિક્ષેત્રને પ્રાપ્ત થયેલો નારક અગ્નિકાયની મધ્યે થઈને જતો નથી, કારણ કે નારક ક્ષેત્રને વિષે બાદર અગ્નિકાયનો અભાવ છે.

એ પ્રમાણે અસુરકુમારોથી સ્તનિતકુમારો સુધી જાણવુ. તેવુ જ બે ઇંદ્રિયથી ચતુરિદ્રિય સુધી જાણવુ, પણ તેઓ અગ્નિ વચ્ચે થઈને જાય ત્યારે બળે એમ કહેવુ

પચેદ્રિયમાં પણ જે વિગ્રહગતિવાળા છે, તે નૈરયિક જેવા જાણવા, પણ જે ઉત્પત્તિક્ષેત્રને પ્રાપ્ત થયેલા છે, તેમના પાછા બે પ્રકાર છે વૈક્રિયલબ્ધિયુક્ત, અને વૈક્રિયલબ્ધિરહિત. તેમા જે લબ્ધિયુક્ત છે તેઓ અગ્નિમા ન બળે, બીજા બળે. એ પ્રમાણે મનુષ્ય સંબંધે પણ જાણવું. વાનવ્યતરથી વૈમાનિક સુધીનાનુ અસુરકુમારોની જેમ જાણવુ.

નારકો દશ સ્થાનોને અનુભવતા વિહરે છે અનિષ્ટ શબ્દ, અનિષ્ટ રૂપ, અનિષ્ટ ગંધ, અનિષ્ટ રસ, અનિષ્ટ

સ્પર્શ, અનિષ્ટ ગતિ (નરકગતિરૂપ), અનિષ્ટ સ્થિતિ (નરકમાં રહેવારૂપ). અનિષ્ટ લાવણ્ય, અનિષ્ટ યશકીર્તિ, અને અનિષ્ટ ઉત્થાન-કર્મ-બલ-વીર્ય-પુરુષકારપરાક્રમ.

અસુરકુમારોથી સ્તનિતકુમારોને ઇષ્ટ શબ્દ, ઇષ્ટ રૂપ વગેરે કહેવું. પૃથ્વીકાયિકોને ઇષ્ટાનિષ્ટ ગતિ . . . ઇષ્ટાનિષ્ટ પુરુષકારપરાક્રમ. એ પ્રમાણે વનસ્પતિકાયિક સુધી જાણવું.

એકેંદ્રિય જીવો સાત સ્થાનોને અનુભવે છે: ઇષ્ટાનિષ્ટ રસ . ઇષ્ટાનિષ્ટ પુરુષકારપરાક્રમ. ત્રણ ઇંદ્રિયમાં તે ઉપરાંત ગંધ ઉમેરી આઠ સ્થાન કહેવા. ચતુરિંદ્રિયમાં રૂપ ઉમેરી નવ કહેવાં; અને પંચેંદ્રિયમાં શબ્દ ઉમેરી દશ કહેવાં. વાનવ્યંતરથી વૈમાનિક સુધીનાને અસુરકુમારની પેઠે કહેવું.

— શતક ૧૪, ઉદ્દે૦ ૫

સાત નરકપૃથ્વીઓ છે. તેમાં અધઃસપ્તમમાં પાંચ અત્યન્ત મોટા નરકાવાસો છે. તે નરકાવાસો છઠ્ઠીના નરકાવાસો કરતાં અત્યંત મોટા વિસ્તારવાળા કે અવકાશ-વાળા, ઘણા જન રહિત, અને શૂન્ય છે. તેમાં ઘણા જીવોનો પ્રવેશ નથી; તેથી તે અત્યંત સંકીર્ણ અને વ્યાપ્ત નથી. તેમાં રહેલા નારકો છઠ્ઠીના નારકો કરતાં મહાકર્મ, મહાક્રિયા. મહાઆશ્રવ અને મહાવેદનાવાળા છે. વળી તે અત્યંત અલ્પ ઋદ્ધિ અને અલ્પ દ્યુતિવાળા છે. એમ દરેક આગળની પૃથ્વીને તેથી આગળની પૃથ્વીને મુકાબલે કહેતા જવું.

રત્નપ્રભાના નારકો અનિષ્ટ અને મનને પ્રતિકૂલ એવા પૃથ્વીના સ્પર્શને અનુભવતા વિહરે છે. એમ સાતે પૃથ્વીનું

કહેવુ. એ રીતે અનિષ્ટ અને પ્રતિકૂલ પાણીના સ્પર્શને . એમ વનસ્પતિના સ્પર્શને અનુભવે છે.

—શતક ૧૩, ઉદ્દે૦ ૪

અધોલોકના આયામ – લંબાઈ – નો મધ્યભાગ ચોથી પંકપ્રભા પૃથ્વીના આકાશના ખડનો કંઈક અધિક અરધો ભાગ ઉલંઘન કર્યાં પછી આવે છે. લોકની લંબાઈનો મધ્ય ભાગ રત્નપ્રભાપૃથ્વીના આકાશનો અસખ્યાતમો ભાગ ઉલ્લઘન કર્યાં બાદ આવે છે ઊર્ધ્વલોકની લંબાઈનો મધ્ય ભાગ, સનત્કુમાર અને માહેન્દ્ર દેવલોકની ઉપર અને બ્રહ્મ-લોકની નીચે રિષ્ટ નામના ત્રીજા પ્રતર વિષે છે. અને તિર્યગ્લોકના આયામનો મધ્યભાગ, જંબુદ્વીપમા મેરુપર્વતના બરોબર મધ્યભાગને વિષે આ રત્નપ્રભા પૃથ્વીના ઉપર અને નીચે ક્ષુદ્ર એવા જે બે પ્રતરો છે, તેમને વિષે છે. તેને જ આઠ પ્રદેશનો રુચક કહે છે, અને ત્યાથી દશે દિશા નીકળે છે

—શતક ૧૩, ઉદ્દે૦ ૪

ગૌ૦—હે ભગવન્! ભવ્યદ્રવ્યનૈરયિકો છે? અને જો હોય તો તે તેમ શાથી કહેવાય છે

મ૦—હે ગૌતમ! ભૂત અથવા ભાવી પર્યાયનુ કારણ દ્રવ્ય કહેવાય છે. ભાવી નારકપર્યાયનું કારણ પચેંદ્રિય તિર્યંચ કે મનુષ્ય ભવ્યદ્રવ્યનૈરયિક કહેવાય છે તે પ્રમાણે જે તિર્યંચ મનુષ્ય કે દેવ પૃથ્વીકાયિકમાં ઉત્પન્ન થવાને યોગ્ય હોય છે, તે ભવ્યદ્રવ્યપૃથ્વીકાયિક કહેવાય છે તે પ્રમાણે અપ્કાયિક અને વનસ્પતિકાયિક જાણવા. અગ્નિકાય

વાયુકાય, દ્વિઇંદ્રિય, ત્રીંદ્રિય, અને ચઉરિંદ્રિય વિષે જે કોઈ તિર્યંચ કે મનુષ્ય થવાને યોગ્ય હોય તે ભવ્યદ્રવ્ય-અગ્નિકાયિકાદિ કહેવાય છે. જે કોઈ નૈરયિક, તિર્યંચ, મનુષ્ય, કે દેવ પચેંદ્રિય તિર્યંચયોનિકમાં ઉત્પન્ન થવાને યોગ્ય હોય, તે ભવ્યદ્રવ્યપંચેંદ્રિયતિર્યંચયોનિક કહેવાય છે. એ પ્રમાણે મનુષ્યો સંબંધે જાણવું. વાનવ્યંતરથી વૈમાનિક સુધીનાને નૈરયિકની પેઠે જાણવા.

ભવ્યદ્રવ્યનૈરયિક ઓછામાં ઓછો અંતર્મુહૂર્તની સ્થિતિવાળો હોય, અને વધારેમાં વધારે પૂર્વકોટિ વર્ષની સ્થિતિવાળો[1] હોય. અસુરકુમારથી માંડીને સ્તનિતકુમાર સુધી ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમની, ભવ્ય૦પૃથ્વીકાયિકની ઉત્કૃષ્ટ કાંઈક અધિક બે સાગરોપમની,[2] એ પ્રમાણે અપ્કાયિકની ૦અગ્નિ-કાયિકની અને ૦વાયુકાયિકની નૈરયિક પ્રમાણે. વનસ્પતિ કાયિકની પૃથ્વી૦ પ્રમાણે, ૦બેઇંદ્રિયથી ચતુરિંદ્રિયની નૈરયિક પ્રમાણે, ૦પંચેંદ્રિયતિર્યંચની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીસ સાગરોપમ; એ જ પ્રમાણે મનુષ્યની, વાનવ્યંતરથી વૈમાનિકો સુધીનાની અસુરકુમારોની પેઠે જાણવી.

શતક ૧૮, ઉદ્દે૦ ૯

---

૧. જે સંજ્ઞી કે અસંજ્ઞી અંતર્મુહૂર્તના આયુષવાળા મરીને નરકગતિમાં જવાના છે, તે અપેક્ષાએ અંતર્મુહૂર્ત, અને ઉત્કૃષ્ટ પૂર્વકોટિ આયુષવાળો સંજ્ઞી નરકગતિમા જાય તે અપેક્ષાએ ઉત્કૃષ્ટ સ્થિતિ.

૨. કારણકે તેમા ઈશાનદેવલોકનો દેવ પણ આવે.

મોટો આસ્રવ, મોટી ક્રિયા, મોટી વેદના અને મોટી નિર્જરા. તેમાં નૈરયિકો થોડી નિર્જરાવાળા હોય, પણ મોટો આસ્રવ, મોટી ક્રિયા અને મોટી વેદનાવાળા હોય. (મૂળમાં તો સોળ વિકલ્પો જુદા જુદા ગણાવ્યા છે) અસુરકુમારોથી માંડીને સ્તનિતકુમારોને અલ્પ વેદનાવાળા અને અલ્પ નિર્જરાવાળા કહેવા, બાકી મોટી ક્રિયા અને મોટા આસ્રવવાળા કહેવા પૃથ્વીકાયિકોથી માંડીને મનુષ્યો સુધી અલ્પ આસ્રવ, તેમ જ મોટો આસ્રવ, એમ ચારે બાબતો બંને પ્રકારે કહેવી વાનવ્યંતરથી માંડીને વૈમાનિકોને અસુરકુમાર જેવા કહેવા

—શતક ૧૯, ઉદ્દે૦ ૫

૧ જે અપ્રાપ્તકાળે આયુષનો ક્ષય કરી શકે તે સોપક્રમ આયુષવાળા કહેવાય, અને બીજા નિરુપક્રમ આયુષવાળા કહેવાય દેવો, નૈરયિકો, અસંખ્યાત વર્ષના આયુષવાળા તિર્યંચ અને મનુષ્યો, ઉત્તમ પુરુષો તથા ચરમશરીરી નિરુપક્રમ આયુષવાળા છે, બાકીના સર્વ સંસારી સોપક્રમ તેમ જ નિરુપક્રમ આયુષવાળા છે.

૨. નૈરયિકોથી માંડીને વૈમાનિકો સુધીના બધા પોતે પોતાના વડે જ પૂર્વભવના આયુષને ઘટાડીને ઉત્પન્ન થાય છે, અન્ય વડે ઘટાડીને ઉત્પન્ન થાય છે, કે કોઈ પણ રીતે આયુષને ઘટાડચા સિવાય પૂરેપૂરું ભોગવીને જ ઉત્પન્ન થાય છે

૩. નૈરયિકોથી સ્તનિતકુમારો સુધીના નિરુપક્રમ આયુષ વડે ઉદ્વર્તે છે, પૃથ્વીકાયિકથી મનુષ્ય સુધીના ત્રણે વડે ઉદ્વર્તે છે, બાકી બધા નૈરયિકોની પેઠે જાણવા. વિશેષ એ કે જ્યોતિષ્કો અને વૈમાનિકો 'ચ્યવે છે' એમ કહેવું.

૪. કતિસંચિત એટલે એક સમયે સંખ્યાત ઉત્પન્ન થયેલા; અકતિસંચિત એટલે એક સમયે અસંખ્યાત ઉત્પન્ન થયેલા, અને અવક્તવ્યસંચિત એટલે એક સમયે એક જ એમ ઉત્પન્ન થયેલા.

નૈરયિકો એ ત્રણે પ્રકારના છે: પૃથ્વીકાયિકો અકતિસંચિત છે; કારણ કે તેઓ એક સાથે અસંખ્ય પ્રવેશ કરે છે. એમ વનસ્પતિકાયિક સુધી જાણવું. બે ઇંદ્રિયથી વૈમાનિકો સુધીનાને નૈરયિકોની જેમ જાણવા. સિદ્ધો કતિસંચિત, અને અવક્તવ્યસંચિત છે, પણ અકતિસંચિત નથી.

એ ત્રણે પ્રકારના નૈરયિકોમાં અવક્તવ્યસંચિત સૌથી થોડા છે, કતિસંચિત સંખ્યાતગણા છો અને અકતિસંચિત અસંખ્યાતગણા છે. એમ એકેંદ્રિય સિવાય સર્વને કહેવું. એકેંદ્રિયોનું અલ્પત્વબહુત્વ નથી. સિદ્ધોમાં કતિસંચિત સૌથી થોડા છે, અને અવક્તવ્યસંચિત સંખ્યાતગણા છે.

૫. એક સમયે છની સંખ્યામાં ઉત્પન્ન થાય તે ષટ્કસમર્જિત કહેવાય, એકથી આરંભી પાંચ સુધીની સંખ્યામાં ઉત્પન્ન થાય, તે નોષટ્કસમર્જિત કહેવાય.

નૈરયિકો ષટ્કસમર્જિત પણ છે, અને નોષટ્કસમર્જિત પણ છે વળી એક ષટ્ક અને એક નોષટ્કરૂપે ઉત્પન્ન થયેલા છે, વળી અનેક ષટ્કની સંખ્યા વડે તેમ જ અનેક ષટ્ક અને એક નોષટ્કની સંખ્યા વડે પણ ઉત્પન્ન થયેલા છે. એમ સ્તનિતકુમારો સુધી જાણવું. પણ પૃથ્વીકાયિકો માત્ર અનેક ષટ્કવડે અને અનેક ષટ્ક તથા નોષટ્ક વડે સમર્જિત છે. એમ વનસ્પતિકાયિક સુધી જાણવું. બે

ઇંદ્રિયથી આરંભી વૈમાનિકો અને સિદ્ધો નૈરયિકોની જેમ જાણવા. તેમાં એક ષટ્કસમર્જિત નૈરયિકો સૌથી થોડા છે, નોષટ્ક૦ તેથી સંખ્યાતગણા છે, તેથી એક ષટ્ક અને નોષટ્ક૦ સંખ્યાતગણા છે; તેથી અનેકષટ્ક૦ અસંખ્યાતગણા છે, અને તેથી અનેક ષટ્ક અને નોષટ્ક૦ સંખ્યાતગણા છે. એમ સ્તનિતકુમારો સુધી જાણવું

પૃથ્વીકાયિકોમાં અનેકષટ્ક૦ સૌથી થોડા છે, અને તેથી અનેકષટ્ક૦ તથા નોષટ્ક૦ સંખ્યાતગણા છે. એમ વનસ્પતિકાયિક સુધી જાણવું. બે ઇંદ્રિયથી વૈમાનિક સુધીના નૈરયિકની પેઠે જાણવા

સિદ્ધોમાં અનેકષટ્ક૦ તથા નોષટ્ક૦ સૌથી થોડા છે, અને તેથી અનેકષટ્ક૦ સંખ્યાતગણા છે, તેથી એકષટક તથા નોષટ્ક૦ સંખ્યાતગણા છે, તેથી ષટ્ક૦ સંખ્યાતગણા છે, અને તેથી નોષટ્ક૦ સંખ્યાતગણા છે.

એ પ્રમાણે મૂળમાં પાછું દ્વાદશસમર્જિત, તથા ચોરાસી સમર્જિતની પણ ગણતરીઓ છે.

—શતક ૨૦, ઉદ્દે૦ ૧૦

ગૌ૦—હે ભગવન્! નૈરયિક જીવો કેવી રીતે ઉત્પન્ન થાય છે?

મ૦—હે ભગવન્! જેમ કોઈ કૂદનારો હોય, અને તે જેમ કૂદતો કૂદતો અધ્યવસાય–ઇચ્છાજન્યકરણ–ક્રિયાના સાધન વડે–તે સ્થળને તજી આગળના બીજા સ્થાનકે જાય છે તેમ નારકો પણ પૂર્વવર્તી ભવને છોડી અધ્યવસાયરૂપ કારણ વડે (પરિણામજન્ય કર્મરૂપ ક્રિયાના સાધનથી) આગળના ભવને પ્રાપ્ત કરે છે.

તેઓ પોતાના પરિણામરૂપ અને મન વગેરેના વ્યાપાર-રૂપ કરણોપાય-કર્મબંધના હેતુ દ્વારા-પરભવનું આયુષ બાંધે છે.

તે જીવોના આયુષનો ક્ષય થવાથી, અને તે જીવોની સ્થિતિનો વિનાશ થવાથી તે જીવોની ગતિ પ્રવર્તે છે.

તેઓ પોતાની ઋદ્ધિથી, પોતાના કર્મથી અને પોતાના પ્રયોગ-વ્યાપારથી ઊપજે છે, પણ પરની ઋદ્ધિ, કર્મ કે પ્રયોગથી ઊપજતા નથી.

—શતક ૨૫, ઉદ્દે૦ ૮

તે નૈરયિક જીવો આત્માના યશ-સંયમથી નથી ઉત્પન્ન થતા, પણ અયશ-અસંયમથી ઉત્પન્ન થાય છે. તેઓ આત્માના અસંયમનો આશ્રય કરે છે. અસુરકુમારો પણ ઉત્પન્ન અસંયમથી થાય છે, અને આશ્રય અસંયમનો પણ કરે છે.

—શતક ૪૧, ઉદ્દે૦ ૧

ગૌ૦—હે ભગવન્! આ રત્નપ્રભાની નીચે ગૃહો ગૃહાપણો કે ગ્રામો વગેરે છે?

મ૦—ના, ગૌતમ! પણ તેની નીચે મોટા મેઘો એકઠા થાય છે અને વરસે છે. તેમને દેવ પણ કરે છે, અસુર પણ કરે છે અને નાગ પણ કરે છે. તે પૃથ્વીમાં સ્તનિત શબ્દો છે, તથા તેને પણ ઉપરના ત્રણે કરે છે. તે પૃથ્વીમાં નીચે બાદર અગ્નિકાય નથી.[1] ત્યાં ચંદ્રથી માંડીને તારાઓ કે તેમની પ્રભાઓ પણ નથી. એ પ્રમાણે બીજી

---

૧. આ નિષેધ વિગ્રહગતિસમાપન્નક સિવાયના માટે જાણવો.

પૃથ્વીમાં પણ કહેવુ, અને ત્રીજીમાં પણ કહેવુ, પણ ત્રીજીમા નાગોનો નિષેધ કરવો કારણ તે ત્રીજીથી આગળ જઈ શકતા નથી. ચોથીમાં પણ એમ જ કહેવુ, પણ ત્યાં અસુર-કુમાર તેમ જ નાગકુમાર બન્નેનો નિષેધ કરવો એ પ્રમાણે બધી નીચેની પૃથ્વીઓમાં એકલો દેવ વૃષ્ટિ આદિ કરે છે.

સૌધર્મકલ્પ અને ઈશાનકલ્પમાં મેઘની બાબતમાં દેવ અને અસુરને કહેવા. તેમ જ સ્તનિત શબ્દનુ પણ જાણવુ. ત્યાં બાદર પૃથ્વીકાય કે બાદર અગ્નિકાય નથી ચદ્ર વગેરે. કે તેમનો પ્રકાશ નથી, તથા ગ્રામાદિ નથી

એ પ્રમાણે સનત્કુમાર અને માહેન્દ્રમા પણ જાણવુ, પણ ત્યાં એકલો દેવ વૃષ્ટિ આદિક કરે છે એમ કહેવુ. એમ બ્રહ્મલોક અને તેની ઉપર પણ જાણવુ

—શતક ૬, ઉદ્દે૦ ૮

ગૌ૦—હે ભગવન્! આ રત્નપ્રભા પૃથ્વીમા સખ્યાત-યોજન વિસ્તારવાળા અને અસંખ્યાતયોજન વિસ્તારવાળા નરકાવાસો છે. તેમાંના સખ્યાતયોજન વિસ્તારવાળા નરકાવાસોમા એક સમયે કેટલા નારક જીવો ઉત્પન્ન થાય?

મ૦—હે ગૌતમ! ઓછામાં એક બે કે ત્રણ અને વધારેમાં વધારે સખ્યાતા નારકો ઉત્પન્ન થાય. તે કાપોત-લેશ્યાવાળા હોય, સંજ્ઞી હોય, અસંજ્ઞી હોય, કૃષ્ણપાક્ષિક-હોય, શુક્લપાક્ષિક હોય, ભવસિદ્ધિક હોય, અભવસિદ્ધિક હોય. મતિજ્ઞાનવાળા હોય, શ્રુતજ્ઞાનવાળા હોય, અવધિજ્ઞાનવાળા હોય, (એમ ત્રણે અજ્ઞાનવાળા પણ કહેવા). ચક્ષુર્દર્શન--

વાળા ન હોય, અચક્ષુદર્શનવાળા હોય[1], અવધિદર્શનવાળા હોય, આહારસંજ્ઞાવાળા હોય, ભયસંજ્ઞાવાળા હોય, મૈથુન સંજ્ઞાવાળા હોય, પરિગ્રહસંજ્ઞાવાળા હોય, નપુસકવેદવાળા હોય, ક્રોધવાળા હોય, માનવાળા હોય, માયાવાળા હોય, લોભવાળા હોય, શ્રોત્રથી માંડીને સ્પર્શેદ્રિયના ઉપયોગવાળા ન હોય, પણ નોઇંદ્રિયના ઉપયોગવાળા હોય.[2] તથા મનયોગી અને વચનયોગી ન હોય. પણ કાયયોગવાળા હોય.

ઉદ્વર્તના પણ સંખ્યાતની હોય; અસંજ્ઞી ન ઉદ્વર્તે,[3] વિભંગજ્ઞાની અને ચક્ષુદર્શની ન ઉદ્વર્તે, શ્રોત્રેન્દ્રિયથી માંડીને સ્પર્શેદ્રિયના ઉપયોગવાળા ન ઉદ્વર્તે; મનયોગી અને વચનયોગી ન ઉદ્વર્તે.

રત્નપ્રભામાં સંખ્યાત નારકો છે; એ પ્રમાણે બધુ પહેલાં મુજબ, પણ અસંજ્ઞી કદાચિત જ કહેવા.[4] માન-માયા-લોભ-કપાયી (અસંજ્ઞીની પેઠે) કદાચિત્ હોય છે અને કદાચિત્ હોતા નથી.

---

૧ કારણકે ઉત્પત્તિ સમયે સામાન્ય ઉપયોગરૂપ અચક્ષુ-દર્શન હોય છે.

૨. ભાવમનની અપેક્ષાએ.

૩. ઉદ્વર્તના પરભવને પ્રથમ સમયે જ હોય, અને નારકી અસંજ્ઞી વિષે ન ઊપજે.

૪. અસંજ્ઞીથી મરણ પામીને જેઓ નારકપણે ઉત્પન્ન થયા છે, તેઓ અપર્યાપ્તાવસ્થામાં ભૂતભવની અપેક્ષાએ અસંજ્ઞી કહેવાય છે. તેઓ અલ્પ હોય છે, માટે કદાચ હોય છે અને કદાચ નથી હોતા.—ટીકા.

હવે અસંખ્યાતનું ગણવું. તેમા સંખ્યાતને બદલે અસંખ્યાત શબ્દ કહેવો. બાકીબધુ પ્રથમ પ્રમાણે. માત્ર લેશ્યાને વિષે વિશેપતા છે.[1] સખ્યાત તેમ જ અસંખ્યાત વિસ્તારવાળા બંનેમાં અવધિજ્ઞાની અને અવધિદર્શની સખ્યાતા જ ચ્યવે છે એમ કહેવુ કારણ કે અવધિજ્ઞાની અને અવધિદર્શની તીર્થંકરાદિ જ હોય; અને તે થોડા જ હોય.

શર્કરાપ્રભાનુ રત્નપ્રભાની પેઠે જ જાણવુ; પણ અસગ્રી ન કહેવા, કારણ કે અસગ્રી પ્રથમ પૃથ્વી વિષે જ ઊપજે છે. વાલુકાપ્રભાનુ તેમ જ જાણવુ, પણ લેશ્યા વિષે વિશેપતા છે.[1] પકપ્રભામાંથી અવધિજ્ઞાની અને અવધિદર્શની ચ્યવતા નથી.[2] ધૂમપ્રભાનુ પંકપ્રભાની જેમ જ જાણવુ. તેમ જ તમાનુ પણ. સાતમીમાં સખ્યાત યોજન વિસ્તરવાળામાં પકપ્રભાની પેઠે જાણવુ, પણ અહી ત્રણ જ્ઞાન સહિત નથી ઊપજતા ને નથી ચ્યવતા.[3] એમ અસખ્યાત યોજન વિસ્તારવાળા માટે પણ સમજવુ. ( પણ અસંખ્યાત શબ્દ વાપરવો )

રત્નપ્રભામાં સમ્યગ્ અને મિથ્યા એ બે દૃષ્ટિઓવાળા જ ઊપજે, ચ્યવનાર પણ એ જ કહેવા સત્તામા પણ તે બે હોય; પણ સમ્યગ્મિથ્યાદૃષ્ટિ કદાચ હોય અને કદાચ ન

---

૧. પ્રજ્ઞા ૧૭ ઉ૦ ૨, પૃ૦ ૩૪૩–૨. પ્રથમની બેમાં કાપોત, ત્રીજીમા કાપોત-નીલ મિશ્ર; ચતુર્થમાં નીલ, પાચમીમા કૃષ્ણ–નીલ મિશ્ર, છઠ્ઠીમા કૃષ્ણ અને સાતમીમાં પરમકૃષ્ણ.

૨. ચોથીમાથી નીકળેલા તીર્થંકર ન થાય.

૩. કેમકે સમ્યકત્વભ્રષ્ટ જ ત્યાં ઊપજે.

હોય. એમ તમા સુધી જાણવું. સાતમીમાં મિથ્યાદષ્ટિ જ ઉપજે,[1] એ પ્રમાણે ઉદ્વર્તના પણ કહેવી. સત્તા સંબંધે રત્નપ્રભાની પેઠે કહેવું.

—શતક ૧૩, ઉદ્દે૦ ૧

૧. સમ્યગ્મિથ્યાદષ્ટિમાં તો કોઈ મરે જ નહીં.

## ૧

# પૃથ્વીકાયિકાદિ જીવો

પૃથ્વીકાયિકોનો આહાર, કર્મ, વર્ણ અને લેશ્યા એ બધું નૈરયિકોની[1] પેઠે જાણવું. પૃથ્વીકાયિકોની વેદના સરખી જ ગણવી, કારણકે તે બધા અસંજ્ઞીઓ છે. વળી તે બધા માયા અને મિથ્યાદષ્ટિ છે તેથી તેમને આરંભિકી આદિ પાંચ ક્રિયાઓ નિયમપૂર્વક હોય છે તેમની પેઠે જ બેઇંદ્રિયથી માંડીને ચારઇંદ્રિયવાળા કહેવા. પંચેદ્રિય તિર્યંચો નૈરયિકોની પેઠે જાણવા, પણ તે ત્રણ પ્રકારના છે· સમ્યગ્દષ્ટિ, મિથ્યાદષ્ટિ અને સમ્યગ્મિથ્યાદષ્ટિ. તેમાં જે સમ્યગ્દષ્ટિ છે, તે બે પ્રકારના છે અસંયત અને સંયતાસંયત " તેમાં સંયતાસંયતને આરંભિકી, પારિગ્રહિકી અને માયાપ્રત્યયા એમ ત્રણ ક્રિયાઓ છે, જે અસંયત છે તેમને ચાર, અને મિથ્યાદષ્ટિ તથા સમ્યગ્-મિથ્યાદષ્ટિને પાંચ

મનુષ્યોના આહારાદિ નૈરયિકોની પેઠે જ કહેવા: પણ મોટા શરીરવાળા કદાચિત્ આહાર કરે છે,[2] અને નાના

૧. જુઓ પા. ૭૩૫ ઇ૦.

૨. કારણકે તે દેવકુરુ આદિના મિથુનકો છે; અને તેઓ કદાચિત્ જ (ત્રણ દિવસ પછી) કવલાહારપૂર્વક આહાર કરે છે.

શરીરવાળા વારંવાર કરે છે એમ કહેવુ. મનુષ્યોની ક્રિયાઓ નીચે પ્રમાણે કહેવી. તેમના ત્રણ પ્રકાર છે: સમ્યગ્દષ્ટિ, મિથ્યાદષ્ટિ અને સમ્યગ્મિથ્યાદષ્ટિ. તેમાં સમ્યગ્દષ્ટિના ત્રણ પ્રકાર છે: સંયત, સંયતાસંયત, અને અસયત. તેમાં જે સયત છે તે બે પ્રકારના છે: સરાગસંયત અને વીતરાગસંયત. તેમાં જે વીતરાગસંયત છે, તે ક્રિયા વિનાના છે. જે સરાગસંયત છે, તે પાછા બે પ્રકારના છે: પ્રમત્તસંયત અને અપ્રમત્તસંયત. તેમાં જે અપ્રમત્તસંયત છે તેઓને એક માયાપ્રત્યયાક્રિયા છે. અને પ્રમત્તસંયતને આરંભિકી અને માયાપ્રત્યયા એ બે છે. જે સંયતાસંયત છે, તેઓને પ્રથમની ત્રણ છે; અને અસંયતોને ચાર છે. મિથ્યાદષ્ટિઓને તથા સમ્યગ્મિથ્યાદષ્ટિઓને પાંચે હોય છે.

વાનવ્યંતર, જ્યોતિષિક અને વૈમાનિકોને અસુરકુમારોની પેઠે કહેવા. વેદનામાં ભેદ છે. જ્યોતિષ્ક અને વૈમાનિકોમાં જે માયિમિથ્યાદષ્ટિ છે, તે ઓછી વેદનાવાળા છે અને જે અમાયિસમ્યગ્દષ્ટિ છે, તે મોટી વેદનાવાળા છે.

લેશ્યાવાળા બધા જીવોની અપેક્ષાએ વિચાર કરીએ તો વિશેષણ વિનાના નારકાદિનો, સલેશ્યોનો અને શુક્લલેશ્યાવાળાઓનો સામાન્ય પાઠ છે. કૃષ્ણલેશ્યા અને નીલલેશ્યાવાળાઓનો પાઠ પણ સરખો છે. પણ વેદનામાં ભેદ છે: સંજ્ઞિભૂત અને અસંજ્ઞિભૂતનો ભેદ કહેવાને બદલે માયી અને મિથ્યાદષ્ટિ અને અમાયી તથા સમ્યગ્દષ્ટિ કહેવા. તથા માયી–મિથ્યાદષ્ટિઓ અશુભ સ્થિતિ વિશેષ ઉત્પન્ન કરતા હોવાથી મહાવેદનાવાળા કહેવા. કૃષ્ણ અને નીલમાં મનુષ્યો સરાગસંયત, વીતરાગસંયત, પ્રમત્તસંયત કે

અપ્રમત્તસંયત ન કહેવા. કારણ કે કૃષ્ણ અને નીલ વખતે સંયમનો નિષેધ છે. કાપોતલેશ્યાવાળાને પણ એમ જ કહેવું, પણ નારકોને સંજ્ઞિભૂતાદિ કહેવું. તેજ ને પદ્મ લેશ્યાવાળાને પણ તેમ જ કહેવા, પણ મનુષ્યોના સરાગ અને વીતરાગ એવા ભેદ ન કહેવા. કારણ કે તે લેશ્યાઓ વખતે વીતરાગપણું સંભવતુ નથી.

—શતક ૧, ઉદ્દે૦ ૨

ગૌ૦—હે ભગવન્! અસંજ્ઞી જીવ કેટલા પ્રકારનુ આયુષ બાંધે છે?

મ૦—હે ગૌતમ! ચાર પ્રકારનુ બાંધે છે નૈરયિક, તિર્યંચ, મનુષ્ય, અને દેવ નૈરયિકનુ આયુષ્ય કરતો અસંજ્ઞી જીવ ઓછામાં ઓછુ દશ હજાર વર્ષનુ અને વધારેમાં વધારે પલ્યોપમના અસંખ્યેયભાગ જેટલુ આયુષ્ય કરે. તિર્યંચયોનિકનુ આયુષ કરતો ઓછામાં ઓછુ અંતર્મુહૂર્તનુ અને વધારેમા વધારે પલ્યોપમના અસંખ્યેય ભાગ જેટલુ કરે એ જ પ્રમાણે મનુષ્યનું પણ સમજવુ. દેવનુ નૈરયિકની પેઠે સમજવુ તેમાં દેવઅસંજ્ઞિઆયુષ સૌથી થોડું છે, તે કરતાં મનુષ્ય૦ અસંખ્યેયગણુ છે, તે કરતાં તિર્યંચ૦ અસંખ્યેયગણુ છે અને તે કરતાં નૈરયિકઅસંજ્ઞિઆયુષ અસંખ્યેયગણુ છે.

—શતક ૧, ઉદ્દે૦ ૨

ગૌ૦—હે ભગવન્! જે આ બે ઇંદ્રિયવાળા, ત્રણ ઇંદ્રિયવાળા, ચાર ઇંદ્રિયવાળા અને પાંચ ઇંદ્રિયવાળા જીવો છે, તેઓનો શ્વાસોચ્છ્વાસ આપણે જાણીએ છીએ અને દેખીએ છીએ. પણ આ એકેંદ્રિય પૃથ્વીના, પાણીના, વાયુના,

અગ્નિના અને વનસ્પતિના જીવો છે, તેઓના શ્વાસોચ્છ્વાસને આપણે દેખતા અને જાણતા નથી. તો શુ તેઓને શ્વાસોચ્છ્વાસ છે?

મ૦—હા ગૌતમ!

—શતક ૨, ઉદ્દે૦ ૧

ગૌ૦—હે ભગવન્! વાયુકાય વાયુકાયમાં જ અનેક લાખવાર મરીને (બીજે જઈને) પાછો ત્યાં જ (વાયુકાયમાં જ) ઉત્પન્ન થાય?

મ૦—હા ગૌતમ! તે વાયુકાય સ્વજાતિના કે પરજાતિના જીવો સાથે અથડાવાથી મરણ પામે, પણ કોઈ સાથે અથડાયા સિવાય ન મરણ પામે. તેને ચાર શરીર છે: ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ. મરતી વખતે તે ઔદારિક અને વૈક્રિયને છોડીને જાય છે.

—શતક ૨, ઉદ્દે૦ ૧

પૃથ્વીકાયિકોના અસંખ્યેય લાખ આવાસો છે.

ગૌ૦—હે ભગવન્! પૃથ્વીકાયિકો કેટલા વર્ણવાળા છે?

મ૦—હે ગૌતમ! ઔદારિક અને તૈજસ પુદ્ગલોની અપેક્ષાએ પાંચ વર્ણવાળા . . . થી માંડીને આઠ સ્પર્શવાળા છે. કાર્મણની અપેક્ષાએ પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ અને ચાર સ્પર્શવાળા છે. અને જીવની અપેક્ષાએ વર્ણાદિરહિત છે. એ જ પ્રમાણે ચતુરિંદ્રિય સુધીનુ જાણવુ. પણ વિશેષ એ છે કે, વાયુકાયિકો ઔદારિક, વૈક્રિય અને તૈજસ પુદ્ગલોની અપેક્ષાએ પાંચ વર્ણ . . થી માંડીને આઠ સ્પર્શવાળા છે. નૈરયિકો વૈક્રિય અને તૈજસ પુદ્ગલોની

અપેક્ષાએ પાંચ વર્ણ, . . . થી માંડીને આઠ સ્પર્શવાળા છે. પચેન્દ્રિય તિર્યંચોને વાયુકાયિકની પેઠે જાણવા. મનુષ્યો ઔદારિક, વૈક્રિય, આહારક, અને તૈજસ પુદ્ગલોની અપેક્ષાએ પાંચ વર્ણ . . . થી માંડીને આઠ સ્પર્શવાળા કહ્યા છે. વાનવ્યતર, જ્યોતિષ્ક અને વૈમાનિકને નૈરયિકની જેમ જાણવા. કૃષ્ણલેશ્યા બાદર પુદ્ગલપરિણામરૂપ હોવાથી પાંચ વર્ણ . . થી માંડીને આઠ સ્પર્શવાળી છે, પણ ભાવલેશ્યા આતરપરિણામરૂપ હોવાથી વર્ણાદિરહિત છે.

જીવ કર્મવડે વિવિધ મનુષ્યાદિરૂપે પરિણમે છે; જગત કર્મ વડે વિવિધરૂપે પરિણમે છે, કર્મથી જીવ અને જગતનો સમૂહ વિવિધરૂપે પરિણમે છે

—શતક ૧૨, ઉદ્દે૦ ૫

જ્યાં એક પૃથ્વીકાયિક જીવ અવગાઢ છે ત્યાં બીજા અસખ્યાત પૃથ્વીકાયિકો રહેલા હોય; અસખ્ય અપ્કાયિકો હોય, અસખ્ય તેજ કાયિકો હોય, અસંખ્ય વાયુકાયિક હોય, અને અનત વનસ્પતિકાયિક હોય.

—શતક ૧૩, ઉદ્દે૦ ૪

ગૌ૦—હે ભગવન્! એરણ ઉપર હથોડો મારતી વખતે વાયુકાય ઉત્પન્ન થાય?

મ૦—હા ગૌતમ! તે વાયુકાયનો બીજા કોઈ પદાર્થ સાથે સ્પર્શ થાય તો જ તે મરે.

ગૌ૦—હે ભગવન્! સગડીમાં અગ્નિકાય કેટલા કાળ સુધી રહે?

મ૦—હે ગૌતમ! ઓછામાં ઓછુ અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે ત્રણ રાત્રિદિવસ વળી ત્યાં અન્ય વાયુકાયિક

જીવો પણ ઉત્પન્ન થાય છે; કારણકે વાયુકાય વિના અગ્નિકાય પ્રજ્વલિત થતો નથી.

—શતક ૧૬, ઉદ્દે૦ ૨

ગૌ૦—હે ભગવન્! જીવો ધર્મમાં સ્થિત હોય, અધર્મમાં સ્થિત હોય કે ધર્માધર્મમાં[1] સ્થિત હોય?

મ૦—હે ગૌતમ! ત્રણેમાં સ્થિત હોય. નૈરયિકોથી માંડીને ચતુરિંદ્રિય સુધી અધર્મમાં સ્થિત હોય. પંચેન્દ્રિય તિર્યંચો અધર્મમાં અને ધર્માધર્મમાં સ્થિત હોય. મનુષ્યો ત્રણેમાં સ્થિત હોય. વાનવ્યંતરો, જ્યોતિષ્કો અને વૈમાનિકો નારકો જેવા જાણવા.

—શતક ૧૭, ઉદ્દે૦ ૨

ગૌ૦—હે ભગવન્! કદાચ બે, ચાર, પાંચ પૃથ્વીકાયિકો ભેગા થઈને એક સાધારણ શરીર બાંધે, તથા બાંધ્યા પછી આહારાદિ કરી શરીરનો બંધ કરે?

મ૦—ના, ગૌતમ! પૃથ્વીકાયિકો પ્રત્યેક જુદો જુદો આહાર કરવાવાળા અને ભિન્ન ભિન્ન શરીર બાંધનારા છે.

ગૌ૦—હે ભગવન્! તેઓને કેટલી લેશ્યાઓ છે?

મ૦—હે ગૌતમ! ચાર લેશ્યાઓ છે. તેઓ મિથ્યાદૃષ્ટિ છે; અવશ્ય બે અજ્ઞાનવાળા છે, કાયયોગવાળા છે, તેઓને 'અમે આહાર કરીએ છીએ' એવી સંજ્ઞા. પ્રજ્ઞા મન અને વચન નથી, છતાં તેઓ આહાર કરે છે; એવું જ સ્પર્શનું સમજવું. તેઓ પ્રાણાતિપાતાદિમાં રહેલા છે, તથા તેઓ જે બીજા પૃથ્વીકાયિકાદિની હિંસાદિ કરે છે, તેઓને પણ 'આ અમારી હિંસા કરનાર છે', એવો ભેદ જ્ઞાત નથી. તેમનો

---

૧. દેશવિરતિ

ઓછામાં ઓછી સ્થિતિ અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે ૨૨૦૦૦ વર્ષની છે. તેમને ત્રણ સમુદ્‌ઘાત છે. તેવુ અપ્‌કાયિકોનુ જાણવું; પણ તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ સાત હજાર વર્ષની જાણવી. તેવુ જ તેજસ્કાયિકનુ જાણવુ. પણ તેમની સ્થિતિ ત્રણ અહોરાત્રની કહેવી તથા તેમને ત્રણ લેશ્યા કહેવી. તેવુ જ વાયુકાયિકનું જાણવુ. પણ તેમને ચાર સમુદ્‌ઘાત કહેવા

વનસ્પતિકાયિકોનું પણ અગ્નિકાયિકોનુ પેઠે જાણવું પણ અનત વનસ્પતિકાયિકો ભેગા થઈને એક સાધારણ શરીર બાંધે એમ કહેવુ; તથા સ્થિતિ અંતર્મુહૂર્તની કહેવી.

પૃથ્વી, અપ્, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ ચારમાં સૂક્ષ્મ વનસ્પતિકાયિક સૌથી સૂક્ષ્મ અને સૂક્ષ્મતર છે, પ્રથમ ચારમાં વાયુકાય સૂક્ષ્મ છે; પ્રથમ ત્રણમા અગ્નિકાય સૂક્ષ્મ છે; પ્રથમ બેમાં અપ્‌કાય સૂક્ષ્મ છે. વળી એ પાચમાં (પ્રત્યેક) વનસ્પતિકાય સૌથી બાદર અને બાદરતર છે, પ્રથમ ચારમા પૃથ્વીકાય અપ્, અગ્નિ અને વાયુમાં અપ્, અને અગ્નિ તથા વાયુમાં અગ્નિ બાદર તથા બાદરતર છે

અનત સૂક્ષ્મ વનસ્પાતકાયિકોના જેટલાં શરીર થાય, તેટલુ એક સૂક્ષ્મ વાયુકાયનુ શરીર છે; અસખ્ય સૂક્ષ્મ વાયુકાયનાં શરીરો જેટલુ એક સૂક્ષ્મ અગ્નિકાયનુ શરીર છે; અસખ્ય સૂક્ષ્મ અગ્નિકાયનાં શરીરો જેટલુ એક સૂક્ષ્મ અપ્‌કાયનુ; અસખ્ય સૂક્ષ્મ અપ્‌કાય જેટલુ એક સૂક્ષ્મ પૃથ્વીકાયનુ, અસખ્ય સૂક્ષ્મ પૃથ્વીકાય જેટલુ એક બાદર વાયુકાયનુ અસખ્ય બાદર વાયુકાય જેટલુ એક બાદર અગ્નિકાયનુ, અસખ્ય બાદર અગ્નિકાય જેટલુ એક બાદર

અપ્કાયનું, અને અસંખ્ય બાદર અપ્કાય જેટલું એક બાદર પૃથ્વીકાયનું શરીર છે.

તો પણ, ચક્રવર્તી રાજાની કોઈ યુવાન, બલવાન નીરોગી, ઉમરલાયક દાસી ચૂર્ણ વાટવાની વજ્રની કઠણ શિલા ઉપર વજ્રમય કઠણ પાષાણ વડે લાખના દડા જેટલા એક મોટા પૃથ્વીકાયના પિંડને લઈને તેને વારંવાર એકઠો કરી કરીને તેનો સંક્ષેપ કરી કરીને વાટે, અને એકવીસ વાર પીસે તો પણ કેટલાએક પૃથ્વીકાયિકોને તે શિલા અને વાટવાના પાષાણનો માત્ર સ્પર્શ થાય છે, અને કેટલાએકને સ્પર્શ પણ નથી થતો; કેટલાએક મરે છે અને કેટલાએક નથી મરતા, કેટલાએક પિસાય છે અને કેટલાએક નથી પિસાતા. પૃથ્વીકાયના શરીરની એટલી સૂક્ષ્મ અવગાહના કહી છે.

ગૌ૦—હે ભગવન્! જ્યારે પૃથ્વીકાય દબાય ત્યારે તે કેવી પીડાનો અનુભવ કરે?

મ૦—હે ગૌતમ! જેમ કોઈ એક જુવાન અને બલવાન પુરુષ, કોઈ ઘડપણથી જીર્ણ થયેલા શરીરવાળા દુબળા તથા ગ્લાન પુરુષના માથામાં પોતાના બંને હાથ મારે તો તે વૃદ્ધ કેવી પીડા અનુભવે? 'હે આયુષ્મન્ શ્રમણ! તે વૃદ્ધ ઘણી જ અનિષ્ટ પીડાને અનુભવે.' હે ગૌતમ! તેથી પણ અનિષ્ટતર, અપ્રિય અને અણગમતી એવી ઘણી વેદના પૃથ્વીકાય દબાય છે ત્યારે અનુભવે છે.

શતક ૧૯, ઉદ્દે૦ ૪

'અંતર્મુહૂર્ત બાકી હોય, ત્યારે મરણાન્ત દુઃખથી પીડિત થયેલ જીવ પોતાના આત્મ-પ્રદેશો વડે મુખાદિ

છિદ્રોને પૂરીને તથા શરીરપ્રમાણ પહોળાઈ અને જાડાઈ રાખી તથા લંબાઈમાં ઉત્પત્તિસ્થાન પર્યંત ક્ષેત્રને વ્યાપીને અંતર્મુહૂર્તમા મરણ પામે અને આયુષકર્મના ઘણા પુદ્ગલોનો ક્ષય કરે, તે મરણસમુદ્ઘાત કહેવાય છે. કોઈ એક જીવ સમુદ્ઘાત કરીને ભવાન્તરમાં ઉત્પન્ન થાય છે, અને ત્યાં આહાર કરે છે તથા શરીર બાંધે છે, જ્યારે, કોઈ જીવ સમુદ્ઘાતથી નિવૃત્ત થઈ, પોતાના શરીરમાં આવીને, ફરી સમુદ્ઘાત કરી ભવાન્તરમાં ઉત્પન્ન થાય છે.

'જીવો દેશથી અને સર્વથી એમ બે પ્રકારે મરણ-સમુદ્ઘાત કરે છે. જ્યારે દેશથી મરણસમુદ્ઘાત કરે છે ત્યારે તે મરણસમુદ્ઘાતથી નિવૃત્ત થઈ, પૂર્વના શરીરને સર્વથા છોડી દડાની ગતિથી જાય છે, અને પ્રથમ ઉત્પન્ન થઈને પછી આહાર કરે છે. પણ જે સર્વસમુદ્ઘાત કરે છે, તે ઇલિકા (ઇયળની) ગતિથી ત્યાં જઈ પછી શરીરનો ત્યાગ કરે છે તેથી પ્રથમ આહાર કરે છે, અને પછી ઉત્પન્ન થાય છે અર્થાત્ પૂર્વના શરીરમા રહેલા જીવપ્રદેશોને ઇયળની પેઠે સંહરી, સમસ્ત જીવપ્રદેશો સાથે ઉત્પત્તિસ્થાને જાય, ત્યારે પ્રથમ આહાર (પુદ્ગલગ્રહણ) કરે, અને પછી ઉત્પન્ન થાય.

— શતક ૧૭, ૬, ઉદ્દે૦ ૬

તેને આશરીને અનેક પ્રશ્નો ઉપર જણાવેલ શતકોમાં તેમ જ શતક ૨૦, ઉદ્દે૦ ૬માં છે. તેનો એક નમૂનો આ પ્રમાણે છે:

ગૌ૦—હે ભગવન્ ! મારણાંતિક સમુદ્ઘાત વડે સમવહત થઈને જે જીવ અસંખ્યેય લાખ પૃથ્વીકાયના આવાસોમાંના

કોઈ પણ આવાસમાં પૃથ્વીકાયિકપણે ઉત્પન્ન થવાને યોગ્ય છે. તે ત્યાં જઈને આહાર કરે અને શરીર બાંધે ?

મ૦—હે ગૌતમ! કેટલાક ત્યાં જઈને આહાર કરે અને શરીર બાંધે અને કેટલાક ત્યાંથી પાછા વળે છે, અને પાછા વળી અહીં શીઘ્ર આવે છે, અને ફરી વાર મારણાંતિક સમુદ્‌ઘાતથી સમવહત થાય છે. પછી કોઈ પૃથ્વીકાય-પણે ઉત્પન્ન થાય છે, આહાર કરે છે, અને શરીર બાંધે છે.

—શતક ૬, ઉદ્દે૦ ૬

ગૌ૦—હે ભગવન્! એકેંદ્રિય જીવો કેટલા પ્રકારના છે ?

મ૦—હે ગૌતમ! પાંચ પ્રકારના છે પૃથ્વીકાયિકથી માંડીને વનસ્પતિકાયિક. તેમાં પૃથ્વીકાયિકના બે પ્રકાર છે: સૂક્ષ્મ અને બાદર. પાછા તે દરેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદ છે. તે બધાને (જ્ઞાનાવરણીયાદિ) આઠ કર્મ-પ્રકૃતિઓ હોય. તેઓ બધા સાત કે આઠ કર્મપ્રકૃતિઓને બાંધે. (આયુષ ન બાંધે[1] ત્યારે સાત; નહિ તો આઠ).

તે બધા કેટલી કર્મપ્રકૃતિઓ વેદે એ પ્રશ્નના જવાબમાં કહેવું કે, 'ચૌદ કર્મપ્રકૃતિઓ વેદે. જેમકે જ્ઞાનાવરણીયથી અંતરાય સુધીની આઠ, પછી શ્રોત્રેંદ્રિયથી માંડીને જિહ્વેંદ્રિય સુધીની ચાર ઇંદ્રિયાવરણ; સ્ત્રીવેદાવરણ અને પુરુષવેદાવરણ

—શતક ૩૩, ઉદ્દે૦ ૧

---

૧. કારણકે આયુષ તો જીવનકાળમા એક જ વખત બંધાય છે.

ગૌ૦—હે ભગવન્! અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક જીવ, જે આ રત્નપ્રભા પૃથ્વીના પૂર્વ ચરમાન્તમાં મરણસમુદ્ઘાત કરીને આ રત્નપ્રભા પૃથ્વીના પશ્ચિમ ચરમાન્તમા અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકપણે ઉત્પન્ન થવાને યોગ્ય છે, તે કેટલા સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય?

મ૦—હે ગૌતમ! એક, બે કે ત્રણ સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય. શ્રેણીઓ સાત છે ઋજ્વાયત (સીધી – લાંબી), એક તરફ વક્ર, દ્વિધા વક્ર, એકતખા (એક તરફ ત્રસ નાડી સિવાયના આકાશવાળી), દ્વિધાખા (બને તરફ ત્રસનાડી સિવાયના આકાશવાળી), ચક્રવાલ (મંડલાકાર), અને અર્ધચક્રવાલ (અર્ધમંડલાકાર). જો પૃથ્વીકાયિક ઋજ્વાયત શ્રેણીથી ઉત્પન્ન થાય તો તે એક સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય જો એકવક્ર શ્રેણીથી ઉત્પન્ન થાય, તો બે સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય, જો દ્વિધાવક્ર શ્રેણીથી ઉત્પન્ન થાય, તો ત્રણ સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય.

તે જ જીવ પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકપણે ઉત્પન્ન થવાનો હોય, તો પણ એ જ સમજવુ. એમ બાદર અપર્યાપ્તપણે તેમ જ પર્યાપ્તપણે ઉત્પન્ન થવાનો હોય તો પણ સમજવુ એમ અપ્કાયિકને માટે પણ સમજવુ પણ તેજસ્કાયિકમાં બાદર પર્યાપ્ત અને અપર્યાપ્ત ન કહેવા, કારણ કે બાદર તેજસ્કાયિકનો રત્નપ્રભાના પશ્ચિમ ચરમાન્તમા અસંભવ છે પણ મનુષ્યક્ષેત્રમાં ઉત્પત્તિ કહેવી હોય તો બાદરના તે બને વિકલ્પો કહેવા

સૂક્ષ્મ અને બાદર અપ્‌કાયિકની પેઠે સૂક્ષ્મ અને બાદર વાયુકાયિકમાં પણ ઉપપાત કહેવો. વનસ્પતિકાયિકમાં પણ એ પ્રમાણે જાણવું.

એ પ્રમાણે પછી પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકને સમુદ્‌ઘાત કરાવી, એ વીસે સ્થાનોમાં ઉત્પન્ન કરાવવો. એ પ્રમાણે અપર્યાપ્ત બાદર પૃથ્વીકાયિક અને પર્યાપ્ત બાદર પૃથ્વીકાયિકને પણ જાણવુ. એમ અપ્‌કાયિકને પણ ચારે ગમકને આશરીને, તથા અપર્યાપ્ત અને પર્યાપ્ત બંને પ્રકારના સૂક્ષ્મ તેજસ્કાયને પણ.

મૂળમાં પછી એ પ્રમાણે અનેક પ્રકારનો વિસ્તાર છે. કેટલીક વિશેષતાઓ આ પ્રમાણે છે: અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક શર્કરાપ્રભાના પૂર્વ ચરમાન્તમાં મરણસમુદ્‌ઘાત કરી પશ્ચિમ ચરમાંતમાં અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકપણે ઉત્પન્ન થવાને યોગ્ય હોય તો બે સમયની (એક વક્ર) અને ત્રણ સમયની (દ્વિધાવક્ર) વિગ્રહગતિથી ઉત્પન્ન થાય એમ કહેવુ. એ રીતે પર્યાપ્ત બાદર તેજસ્કાયિક સંબંધે કહેવું. બાકી બધુ રત્નપ્રભાની જેમ જાણવુ.

પણ જે પર્યાપ્ત અને અપર્યાપ્ત બાદર તેજસ્કાયિકો સમયક્ષેત્રમાં સમુદ્‌ઘાત કરી, બીજી પૃથ્વીના પશ્ચિમ ચરમાંતમાં ચારે પ્રકારના પૃથ્વીકાયિકો વિષે, ચારે પ્રકારના અપ્‌કાયિકો વિષે, બે પ્રકારના તેજસ્કાયિકોને વિષે, ચારે પ્રકારના વાયુકાયિકોને વિષે, અને ચારે પ્રકારના વનસ્પતિકાયિકોને વિષે ઉત્પન્ન થાય છે, તેઓને પણ બે સમયની કે ત્રણ સમયની વિગ્રહગતિએ ઉત્પન્ન કરાવવા. જ્યારે પર્યાપ્ત અને અપર્યાપ્ત બાદર તેજસ્કાયિકો તેઓમાં જ ઉત્પન્ન થાય ત્યારે એક, બે

અને ત્રણ સમયની વિગ્રહગતિ સમજવી. એમ અધ સપ્તમ પૃથ્વી સુધી જાણવુ.

ગૌ૦—હે ભગવંન્! જે અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક જીવ અધોલોકની ત્રસનાડીની બહારના ક્ષેત્રમાં મરણસમુદ્દ્ઘાત કરી, ઊર્ધ્વ લોકની ત્રસનાડીની બહારના ક્ષેત્રમાં અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયપણે ઉત્પન્ન થવાને યોગ્ય છે, તે કેટલા સમયની વિગ્રહગતિ ઉત્પન્ન થાય?

મ૦—હે ગૌતમ! ત્રણ કે ચાર સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય, જે એક પ્રતરમાં સમશ્રેણીમાં ઉત્પન્ન થાય છે, તે ત્રણ સમયની વિગ્રહગતિથી થાય છે, અને જે વિશ્રેણીમાં ઉત્પન્ન થાય છે, તે ચાર સમયની વિગ્રહગતિથી થાય છે. તે જ જીવ-જો સમયક્ષેત્રમાં અપર્યાપ્ત બાદર તેજસ્કાયિકપણે ઉત્પન્ન થવાનો હોય તો બે કે ત્રણ સમયની વિગ્રહગતિ કહેવી. અપર્યાપ્ત બાદર તેજસ્કાયિક સમયક્ષેત્રમાં મરણસમુદ્દ્ઘાત. કરી, ઊર્ધ્વલોકક્ષેત્રની ત્રસનાડીના બહારના ક્ષેત્રમાં અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકપણે ઉત્પન્ન થવાનો હોય તો બે, ત્રણ કે ચાર સમય કહેવા.

તે જ જીવ જો સમયક્ષેત્રમા અપર્યાપ્ત બાદર તેજસ્કાયિક--પણે ઉત્પન્ન થવાનો હોય, તો એક, બે કે ત્રણ સમય કહેવા.

અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક લોકના પૂર્વચરમાતમાં. મરણસમુદ્દ્ઘાત કરી લોકના પૂર્વચરમાંતમાં અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકપણે ઉત્પન્ન થવાનો હોય, તો એક, બે, ત્રણ કે ચાર સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય. જો ઋજ્વાયત શ્રેણીથી ઉત્પન્ન થાય, તો એક સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય, એક તરફ વક્ર શ્રેણીથી ઉત્પન્ન થાય, તો બે

સમયની વિગ્રહગતિથી થાય, ઉભયતવક્ર શ્રેણીથી ઉત્પન્ન થાય તો જે એક પ્રતરમાં—સમશ્રેણીમાં ઉત્પન્ન થવાના છે, તે ત્રણ સમયની વિગ્રહગતિથી ઉત્પન્ન થાય, અને વિશ્રેણીમાં ઉત્પન્ન થવાના છે, તે ચાર સમયની વિંગ્રહગતિથી ઉત્પન્ન થાય. ઇત્યાદિ વિસ્તાર-અનેક વિગતોએ મૂળમાંથી જાણવો.

— શતક ૩૪, ઉદ્દે૦ ૧

# લેખકનું સ્તવન

ગૌતમાદિ ગણધરોને નમસ્કાર। ભગવતીસૂત્રને નમસ્કાર। દ્વાદશાંગ ગણિપિટકને નમસ્કાર।

કાચબાની પેઠે સુંદર ચરણકમલવાળી, નહીં ચોળાયેલ કોરંટ વૃક્ષની કળી સમાન એવી પૂજ્ય શ્રુતદેવી મારા મતિ-અજ્ઞાનનો નાશ કરો।

આ સૂત્રના આદિના આઠ શતકના બબ્બે ઉદ્દેશકોનો એક એક દિવસે ઉપદેશ કરાય છે. પરંતુ પ્રથમ દિવસે ચોથા શતકના આઠ ઉદ્દેશકો અને બીજે દિવસે બે ઉદ્દેશકો ઉપદેશાય છે. નવમા શતકથી આરંભી જેટલું જેટલું જાણી શકાય તેટલું તેટલું એક એક દિવસે ઉપદેશાય છે. વધારેમાં વધારે એક શતકનો એક દિવસે ઉપદેશ કરાય છે; મધ્યમ-પણે બે દિવસે શતકનો, અને ઓછામાં ઓછું ત્રણ દિવસે શતકનો. એમ વીસમા શતક સુધી જાણવું. પણ પંદરમા ગોશાલક શતકનો એક દિવસે ઉપદેશ કરાય છે. જો બાકી રહે, તો તેનો એક આયંબિલ કરીને ઉપદેશ કરાય છે;

છતાં બાકી રહે તો બે આયંબિલ કરીને ઉપદેશ કરાય છે. એકવીસમા, બાવીસમા અને તેવીસમા શતકનો એક એક દિવસે ઉપદેશ કરાય છે. ચોવીસમું શતક એક એક દિવસે ૭ ૭ ઉદ્દેશકો, એમ બે દિવસે ઉપદેશાય છે. પચીસમું શતક ૭ ૭ ઉદ્દેશકો વડે બે દિવસે ઉપદેશાય છે. બંધિશતકાદિ આઠ શતકો એક દિવસે, શ્રેણિશતાદિ બાર શતકો એક દિવસે, એકેંદ્રિયના બાર મહાયુગ્મ શતકો એક દિવસે, એમ બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય અને અસંજ્ઞી પંચેંદ્રિયનાં બાર બાર શતકો, તથા સંજ્ઞી પંચેન્દ્રિયનાં એકવીસ મહાયુગ્મ શતકો અને રાશિયુગ્મશતકો એક એક દિવસે ઉપદેશાય છે.

જેના હાથમાં વિકસિત કમળ છે, જેણે અજ્ઞાનનો નાશ કર્યો છે, અને બુધો ( પંડિતો ), અને વિબુધો ( દેવો )એ જેને હંમેશાં નમસ્કાર કર્યો છે, એવી શ્રુતાધિષ્ઠિત દેવી મને પણ બુદ્ધિ આપો।

અમે શ્રુતદેવતાને પ્રણામ કરીએ છીએ, જેની કૃપાથી જ્ઞાનની શિક્ષા મળી છે. અને તે સિવાય શાંતિ કરનાર પ્રવચન દેવીને પણ નમસ્કાર કરું છું.

શ્રુતદેવતા, કુંભધર યક્ષ, બ્રહ્મશાન્તિ વૈરોટચા, વિદ્યા અને અંતહુંડી લેખકને અવિઘ્ન અર્પો।

## સૂચિ

## શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાલા

1. સુત્તનિપાત — ૧–૦–૦
   એ સુપ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથનો ગુજરાતી અનુવાદ
૨. ભગવાન બુદ્ધના પચાસ ધર્મસંવાદ — ૧–૦–૦
   'મજ્ઝિમનિકાય'ના પ્રથમ ૫૦ સંવાદો
૩. ભગવાન મહાવીરની ધર્મકથાઓ — ૧–૦–૦
   'નાયાધમ્મકહાસુત્ત'નો ગુજરાતી અનુવાદ
૪. ભગવાન મહાવીરના દશ ઉપાસકો — ૦–૮–૦
   'ઉવાસગદસાસુત્ત'નો ગુજરાતી અનુવાદ
૫. જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર — ૦–૫–૦
૬. સન્મતિપ્રકરણ — ૧–૮–૦
   મૂળ, ગુજરાતી અનુવાદ, ટિપ્પણો ઇ૦
૭. जिनागमकथासंग्रह — ૧–૪–૦
   પ્રાકૃત વ્યાકરણ, કોશ, ટિપ્પણો સાથે
૮. શ્રીમદ્‌ની જીવનયાત્રા — ૦–૮–૦
   શ્રીમદ્ રાજચંદ્રની જીવનકથા
૯. શ્રી રાજચંદ્રનાં વિચારરત્નો — ૦-૧૨-૦
   તેમનાં લખાણોમાંથી વિષયવાર તારવેલા ઉતારા
૧૦. મહાવીરસ્વામીનો સંયમધર્મ — ૧–૦–૦
   'શ્રી સૂત્રકૃતાંગસૂત્ર'નો છાયાનુવાદ
૧૧. મહાવીરસ્વામીનો આચારધર્મ — ૦-૧૨-૦
   'શ્રી આચારાંગસૂત્ર'નો છાયાનુવાદ
૧૨. બુદ્ધચરિત — ૧–૪–૦
   મૂળ પાલિ ગ્રંથોને આધારે લખેલું પ્રામાણિક જીવનચરિત્ર
૧૩. મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ — ૧–૦–૦
   'શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર'નો છાયાનુવાદ
૧૪. શ્રી કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો — ૦–૮–૦
   પ્રવચનસાર, સમયસાર અને પંચાસ્તિકાયસારસંગ્રહ
૧૫. યોગશાસ્ત્ર (શ્રી હેમચંદ્રાચાર્યકૃત) — ૧–૦–૦